## ॥ सत्यनाम ॥

# મેચાવત રજપુત પ્રકાશ.

## માયાવંશો કયારે સુધરશે ?

દશ ગયા, વીશ ગયા, સો ગયા, હજાર ગયા, લાખ ગયા ને સાથે ચાર યુગણી ગયા, પણ મારા માયાવંશી બાઇઓ હજુ પણ શુધરીઆ નથી તેનું કારણ શું ! દુબળા, ટીમલા, કોરીઆ, ઢોઢીઆ, કોરચા, ભીલો ને પારીઆ ઇત્યાદી અઢારો વર્ણ શુધરી ગઇ પણ આપણા બંધુઓને શું પનોતી બેઠી કે પોતાનો કયોએ શુધારો કરતાજ નથી !! કોઈ જજ બન્યા, કોઈ બારીસ્ટર બન્યા, કોઈ વકીલ બન્યા, કોઈ શેઠ બન્યા, કોઈ શાવકાર બન્યા, પણ હમારા બાઇઓ તો જેમના તેમજ રહયા. અરે બંધુઓ! આ શું ગજબ ને અજબ છે. એ શ્યી વિધાતાએ આપણા કપાલમાં કલમ ઘોંચીકે તમે જેવાને તેવાજ રેહેજો, યં કોઇનો શ્રાપ તો નથીને ? શું લક્ષ્મીજી કોપાયમાન થયા તો નથીને ? શું કોઈ મુંવાગી-વાની હદુવાતો લાગી નથીને? ના, ના, તેવું કશુએ નથી, મુખ્ય બાબતો આજ કે આપણી જીભલડી ચટોરી થઈ ગઇ છે. સાહેબોની નોકરીમાં સારૂ સારૂ ખાવાનું પીવાનું ને કડકડતા લુગડા પેહેરવાના મળે છે. સાથે મોજ શોખને હવા ખાવા માથેરાન, મહાબળેશ્વર, દીલ્લી, આગ્રા, લખનૌ, લંડ, ને પરદેશ જોવા મળે છે, ટુંકમાં આખા હીંદુસ્થાન, તુર્કસ્થાન, બલુચીસ્થાન, આફગાનીસ્થાન, ને દેવયોગે વિલાયત પણ

જોવા મળે છે, ત્યારે કહો ભાઇઓ એવો શુખવાસી ધંધા મુકીને બીજો ધંધો તે કેમ શુજે ? ભાઇઓ જરા દીર્ઘ દ્રષ્ટીથી જુવો કે આ આપણી ચાલતી આવેલી રૂઢીમાં કયાં સુધી રઝલીશું. ને આપણા વંશ વારશોને રખડાવીશું. આપણી જ્ઞાતી જે દીન પ્રતીદીન દરીદ્રતાના ખાડામાં ડુબતી જાય છે તેને કાંઈ તોપના ગોલાથી બચાવી શકાય તેમ નથી. દરીદ્રતારૂપી દુશ્મનની સાથે તો લડવાને સંપની તોપને પરમાર્થના ગોળા જોઇએ. આપણી ઉન્નતિ પરકોમથી થવાની નથી, પણ આપણી એક સંપીથી થવાની છે. આપણે મોટી મોટી ડંફાશ મારી શુધરવાના નથી પણ નાના નાના કામો કરી શરૂયાત કરવાની છે. માટે ભાઈઓ હજાર વાતની એક વાત છે કે, જેમ બને તેમ સંપ વધારી એક બીજાને અંરશ પરશ મદદ આપતા શીખવું. આપણે મોટી મોટી વાતો કરી કશો લાભ કાડવાના નથી. જેમ કે, એક ગામમાં કોઈ ભાઇ રેહતો હતો તેની પાસે કોઈ ભુત કઢાવવા આવ્યો, પેલો ભાઈ મંત્ર બોલવા લાગ્યો કે, ધરતી બાંધુ, આકાશ બાંધુ, પાતાળ બાંધુ, શેશનાગ બાંધુ, ચંદ્ર બાંધુ, ને સુરજ બાંધુ, વિગેરે બોલી રહયો છે. તેવામાં તેની બાયડી પાણી ભરીને આવી ને દુરથી સાંભળે છે. વરસાદના દિવસો હતા, તેથી તેની ઝુપડી પણ ગળવા લાગી ને બચાઓ ટીયાંવ મીયાંવ કરે છે, તવામાં આ ભુત કાઢવા બેસેલા પોતાના ધણીના મુખના મંત્ર સાંભળતાંજ બાઈનો મીજાજ ઉખડી ગયો. લાગલુ પાણીનું બેડું મુકીને પોતાના ધણીને બે લાત ઝાડી કાઢી. મુવા આકાશ બાંધે, ને પાતાલ બાંધે, પણ આ તુટેલી ઝુપડી તો બંધાતી નથી. ધીક છે તારી અક્કલપર, એવું બોલી તે બાઈ પોતાના કામે લાગી.

આ દૃષ્ટાંત પરથી આપણને સમજવાનું એ છે કે આપણે મોટી મોટી વાતો કરીએ છીએ, પણ કાંઇ કરી બતાવવાની હીંમત કરતાજ નથી આ ઘણું અફસોસ કરવા જેવું છે.

---

## આપણી પાસે પૈસા ક્યાં છે કે વિદ્યા શીખી વેપાર કરીએ ?

હાં, ઠીક છે. પણ જે વગર પૈસે થાય છે તે પણ આપણાથી ક્યાં બને છે. ઇશ્વરે મનુષ્યને ઉત્તમ બુદ્ધિ આપી છે તેનો સદઉપયોગ પણ આપણાથી કરી શકાતો નથી. જેમ કે આપણે તલાવોને કુવા ખોદાવી સકવાના નથી પણ કોઈ તરશીયાને લોટો ભરી પાણીતો પાઈ શકીશું, આપણે સદાવ્રત તો ચલાવી શકવાના નથી પણ ભુખ્યાને ટુકડો રોટલો તો આપી સકીએ એમ તો છીએ, આપણે ધર્માદા દવાખાના ન ખોલી શકીયે પણ પડોસીને જરૂરના વખતે સુંઠ આદુ કે હલદર તો આપી શકીએ, આપણે ઇશપીતાલ બનાવી નહીં શકીએ પણ કોઇ માંદાની સારવાર તો કરી શકીશું, આપણે સ્કૂલતો ખોલી શકવાના નથી પણ સ્કૂલમાં બચ્ચાઓને તો મોકલી શકીશું, આપણે મોટી મોટી જાત્રા તો કરી નહીં શકીએ પણ પ્રાર્થના કરવા, મંદીર જઈ શકીએ તેમ તો છીએ, આપણે આખા ગામનું અંધારૂ દુર કરી નહી શકીએ પણ બીજાઓને અજવાલું પડે તેવી રીતે ઘર પાસે નાનો દીવો મુકી શકીએ તેમ તો છીએ, આપણે દુનીયા તો સુધારી ન શકીએ પણ આપણે પોતે તો શુધરી શકીએ તેમ તો છીએ, ભાઇઓ આવું આવું નાનું નાનું કાંઈબી બને તો

તે ભણુએ છે. શુધારવાના ને પરમાર્થમાં લાગવા માટે આ પ્રથમ પગથીઉં છે. બંધુવો જરા લાંબો વિચાર દોડાવો ને જુવો પારશીઓ ઇરાનથી કેટલા પૈશાને વિદ્યા લાવ્યા હતા, જુવો વોરાઓ કયી વિદ્યા ભણ્યા કે લક્ષાપતી બન્યા. જુવો મારવાડીઓ મારવાડથી કેટલી પુંજી લાવ્યા કે સાવકાર બન્યા. જુવો ક્રાફર્ડ મારકીટના મુસલમાનો કેટલી વિદ્યા ભણ્યા છે, જુવો ચીઠી ગુડદાની કરતો બોચો, જુવો જરીપુરાણા કરતો મીચોં, જુવો બુટલેશ કરતો, વોરો વિગેરે એવા ઘણા દાખલા બન્યા છે કે ચણાકુરમુરી વેચતા વેચતા ચીનના શાવકારો તેમજ વેપારી બની ગયા છે. જરા લાંબી નજર ફેરવીને જુવો કે આમા કેટલા પૈશાની જરૂર છે. ભાઇઓ આપણા બાપદાદા વેઠ કરતા શીખ્યા ને આપણે નોકરી કરતા શીખ્યા, વેઠ ને નોકરી બને સરખીજ છે, બન્નેનો ભાવાર્થ એકજ છે. પણ વિશેષતઃ એ થઇકે આપણે શારા શારા લુગડાં, ખમીશ, પાટલુન, બુટ, ઇસ્ટાકીન, ને કોઈ કોઇ તો આગલ વધીને ગ્લેસીશને, નેકટાઈ બાંધીને જાંગલા બની હાથમાં લાકડી લઇને નહીં તો બાઈશીકલપર બેશી બેંડ સ્ટાંડપર ફરવા જાય છે. શાબાશ આટલો શુધારો તો આપણે કરીને એશકી બન્યા તો ખરા, પણ વિચારી જોતા નથી કે આ નાહકનો ખરચ વધારી દરજીના, ને કાપડીયાના ઘર ભરવા લાગ્યા. આપણી કયી કમાઈ પર આ લખલુટ ખરચ કરીએ. જાહાં શુધી આપણામાં તેવા ગુણ ન આવે ત્યાં શુધી આવા કપડાં પેર-વામાં માનતો શું પણ અપમાન લઇશું. પરજ્ઞાતી જોઇને હશે છે ને મશકરી કરે છે. આપણી કમાઇ તો કેટલી ને ખરચ તે કેટલો તેનો કાંઇ હીશાબ છે કે ? આપણી ન્યાતીમાં જે શારા

લાગ્યો તેનાં કાઢવાની દવા તેમજ કશો ઉપાય તો શુજયે નથી, ત્યારે આપણાં બચ્ચાંઓ પણ આજ શીખવાના. આપણે કમાયે થોડું ને ઉડાવીએ વધુ. તેની તપાસ તો રાખતા નથી, ટુંકમાં આ બધી ચતરાઈ આપણીજ કેની. વલી કેટલાકો આમ બી કહે છે કે હુમોને કોઇ શુધારનાર મલે નહુા હુમારી પાશે પૈશા નથી કે બચ્ચાઓને શીખવીએ. હુમારી પાશે ભેજવાઇ નથી કે વેપારમાં પડીએ, એવા એવા સેંકડો બાહુના કાઢતા મે મારી નજરે દીઠા છે. વાચનાર, તમોને ખબર છે કે સુરતમાં બઈરાવો જમરૂક, કેરી, જાંબુ, કમરક, દંતારા વેચવા બેસે છે. જો કરાંચી તમો ગયા હો તો ત્યાં પણ બઇરા એજ વેપાર કરે છે. હુવે બીચારી અબળા જાતીને એ વેપાર કોણ શીખવે વારૂ? આઠ આનાનો ચોહાનો બાર આના રૂપીઓ કરવા કોણ શીખવે? બાર આને મણ જમરૂકના તે પૈશાના બે પડયા એ કોણ બતાવે? કોઈ નહી "કામ કામને શીખવે" તે મીશાલે જ્યારે એક ચીજ કરવા પાછલ તમારૂં ધક ધ્યાન લાગે ને તેના ફાયદા સમજવામાં આવે ત્યારેજ એવા બાહુાનાં કાઢતા અટકશો ઉપર કહ્યું છે તેમાં શું એ વેચવાનો વેપાર આદમીઓ નહીં કરી શકે કે? તમે ક્રાફર્ડ મારકીટમાં ગયા હો તો એજ વેપારમાં મોટા મોટા શેઠ શાવકાર બનેલા છે કે જેની વાડીઓને ઘરબાર પણ એજ વેપારથી થયા છે. કેમ હુજુ. સમજ્યા કે નહી? આપણી મોહોટાઈ કાંઈ મજાહ મારવામાં નથી, પોતાનું સુખને બહુું તો પશુઓ પણ જાણે છે પશુઓ આપણાં કરતા વધારે મજાહ મારે છે, કીડાઓ પણ સારૂં સારૂં ખાવાનું મેળવે છે. કુતરાઓ ફેનથી ગાડીમાં બેશીને ફરે છે, વાહલા તથા હજુતરો આપણા કરતા વધારે વિવર

ભોગ ભોગવે છે. ને એવી રીતે મોજ શોખ ભોગવવાથી મોટાઇ મળતી હોયતો આપણા કરતા બીજા પ્રાણીઓમાં વધુ દેખાય છે. આપણેબી એવા સ્વાર્થમાં ફસાઈ રહીએ તો આપણામાંને પશુમાં ફેર શાનો ! માટે ભાઇઓ એક બીજાને મદદ કરવામાં ને ભલું ચાહુવામાં ઇશ્વરને રાજી કર્યા બરાબર છે. બંધુઓ, યાદ રાખોકે જાહાંસુધી આપણામાં એક સંપીનુ બીજ રોપાશે નહીં ને એક બીજાનું ભલું ચાહુવા શીખીશું નહીં ત્યાંસુધી કશું પણ કરવાની શક્તિ આવનાર નથી, એ નિશ્ચય માનજો. બીજું આપણે જાહાંસુધી આ સાહેબોની નોકરી નહી મુકીશું ત્યાં સુધી આપણી ઉન્નતિ થઇ શકવાનીજ નથી. માટે ભાઇઓ મારા વચનપર વિચાર કરીને બેરૂપીઆનો ખુરદો ખીશામાં ઘાલીને એક લાંબો રુવાલ લઇને "જરી પુરાના જરી પુરાના" કરી ફેરી મારો, આઠ દશ દીવશ જરા કઠણ લાગશે, પણ વખત જતા ફલ મીઠાજ ઉગશે, બાદ વધુ વેપારની માહિતી થશે ને આગલ જતાં વધુ કાંઈ કરવાનું સુજ પડશે.

---

## આપણે આગળ વધતા નથી તેનું કારણ શું હશે ?

મારી અલ્પમતિ પ્રમાણે આપણને આગળ વધવામાં આ નિચે લખેલા દશ વિષયનો બાધ દેખાય છે.

૧—વિદ્યાનો અભાવ. ૨—વેપારની બીન માહીતી. ૩—સાહેબોની નોકરીમાં મચ્યા રેહેવું. ૪—ડોંડ વગાડવી, ૫—કમેટીના કામે જવું. ૬—દરેક વખતે પીઠાંમાં બેસવું. ૭—ન્યાત જમાંતમાં દારૂ તાડી પીવો. ૮—ભક્ષાભક્ષનો વિચાર નથી. ૯—જ્ઞાતીના હાનીકારક રિવાજ. ૧૦—જ્ઞાતી-

ના અગ્રેસરોમાં બંધન નથી. આ દશા વિષય એવા હાનીકારક છે કે, જેથી આપણને આગલ વધવામાં અનેક મુસકેલીઓ રહે છે. ત્યારે પ્રશ્ન એ ઉઠે છે કે આપણે કરવું કેમ? આપણે કરવું તે એજ કે રફતે રફતે એ ધંધાને ત્યાગી કોઈ બીજો વેપાર લેવો. આપણે તો જુનું મુકતા નથી ને નવું લેતા નથી. એ મીસાળે આપણા વડીલોના પગલે ચાલવા જીદ માથા ફોડી રહ્યાં છીએ. ભાઈઓ તે સમયાનુકુળ તેઓ વર્તી ગયા હવે. આપણે તેના પગલે ચાલવામાં અનેક બાધ આવી ઉભો રહે છે. આ સમય એવો છે કે, વિદ્યા દેવીએ પોતાનો પ્રકાશ સમગ્ર ભુમંડલપર પ્રસારી દીધો છે, મનુષ્ય માત્ર પોતપોતાની ઉન્નતિ કરવા મંડી પડયાં છે ત્યારે આપણે કાં નહીં આપણને અનુકુળ પડતું લઈને પ્રતિકુળ પડતું મુકીએ. શું આપણે મનુષ્ય નથી? શું આપણને દેશ અભીમાન નથી! જે ઉંચ જ્ઞાતીએ તમોને હીન દશામાં નાખ્યાં તેઓ મનુષ્યોજ છે ને તમોઓ તેના તુલ્ય છો. ફરક આજ કે આપણા વડીલોએ આચરણ અશુદ્ધ કરી નાખ્યાં હતા, તેનો કલંક આપણા શીર ચોંટયો છે, તેને ભુસી નાખવાનો પ્રયત્ન કેમ નહી કરીએ. જેટલો હક બીજાં ભોગવે તેટલો કાંઈ નહીં તમારો, તમારો દેશ નથી કે શું! તમારો ગ્રામ નથી કે! તમારી ખેતીવાડી નથી કે શું! ટુંકમાં જેટલો બીજાનો હક્ક તેટલો તમારો હવો જોઇએ. પરમાત્માએ મનુષ્ય માત્રને એક સરખો હક્ક આપ્યો છે, પણ આપણી બુદ્ધિની કોતાઇથી આપણે પોતેજ નીચ પદવી લઇને બીજાને અપજશ આપીએ, એ ઘણું આશ્ચર્યજનક છે. જુવો એકજ દાખલો દયો. કે નોકરી કરવામાં આપણી બુદ્ધિ કેટલી મંદ થાય છે કે, દુનીયામાં કેવળ ખાવા

પીવાજ જાણે. ઇશ્વર આપણને નીર્માણ કીધા હોએ. અન્ય જ્ઞાતીઓ શું ખાતી પીતી નથી કે? આપણે તો તેમના કરતાં વધુ કમાઈએ છીએ, પણ અંદાજે કશાનો પણ રાખતા નથી, તેમજ તપાશતાબી નથી કે આમ થવાનું કારણ શું હશે. અજીસુધી કાંઈ વીતી ગયુ નથી માટે હવે કુંભકરણની નીદ્રામાંથી જાગ્રત થાવો. બંધુઓ આગલી વખતમાં આપણાં બાપદાદા નોકરીમાં મજાહ મારીતો ગયા ને તેવા સાહેબો પણ ગયા. હવે તો શમય બદલાયો છે, વખત વહી ગયો છે. હવે તો માંચીના માકડ થઈ ઘરમાં રહેવાનો વખત નથી. કુવામાંના ડેડકા થઈ કુંવામાજ ડાંઉાં કરવાનો વખત નથી. જુવો પારસીઓ પ્રથમ નોકરી કરતા હતા, હમણા તેમાંના કોઈ તમારી દૃષ્ટિગોચર થાઈકે? આ સમય એવો છે કે, મારે તેની તલવાર, શીખે તેની વિદ્યા, ને દરીઆનું પાણી લીએ તેના બાપનું. માટે બાઇઓ? જાગ્રત થાવો, કમર કશો, પોતે શુધરી જ્ઞાતી રીવાજ શુધારો, એક બીજાને સહાયતા કરવા શીખો, ભ્રાતૃભાવ વધારો ને સર્વની ઉન્નતિમાં પોતાનું ભલું સમજો. રાજાઓ બધી જાતના કાયદા બાંધસે પણ રૈયતને સુખ ન લાગે તેવો કાયદો બાંધી શકવાનાંજ નથી. માટે બાઇઓ આપણી ભુખ આપણીજ મેહેનતથી દુર થવાની છે. શું આ ભુખ મટાડવાં નફટ નોકરી શીવાય બીજું કાંઇ કરી સકવાના નથી કે? મે ઉપર કહ્યું છે તે ધ્યાનથી ફરી વાંચ્યાં આ પ્રશ્નનો ઉત્તર શહેજે મળ્યાં વગર રહેશે નહી.

# આપણા જ્ઞાતી રિવાજ ક્યારે સુધરે ?

જ્યારે આપણા માટે પીઠાંના મોઢાં બંધ થાય ત્યારે જેમ દેવના દરશન કરવાં હીંદુઓ નીત્ય મંદીરમાં જાય છે, તેમ આપણુને તો તાડી માતાજીના દરશને દરરોજ કહો કે આખો દીવસ મંદીરમાં ( પીઠાંમાં ) જવું પડે છે. લગનલાડી, આહરણી, વીવાહ, જાતજમાંત, મોતમયત, ભલેબુડે, એ માતા વગર ચાલેજ નહી. દેવ દેવી, માંતા ખત્રી, ભુતડાકણ, જે આવે તે તાડી ને દારૂ માંગતાજ આવે. પરોણું આવ્યા તો ચાલો પીઠાંમા, મિત્રો મળ્યા તો ચાલો પીઠાંમા, વેહુવાઈ આવ્યા તો ચાલો પીઠાંમા, શનાન કરવું પીઠાંમા, શગાઈ જોડવી પીઠાંમા, નાતરૂ કરવું પીઠાંમા, કપડાં લીધા તો પીઠાંમા, ને ફારગતી પણ પીઠાંમા, જ્યાં જઇએ ત્યાં પીઠું ને પીઠું. ટુંકમાં સારૂં યા માઠું બન્ને કાર્ય આપણાં પીઠાંમાજ. જાણે ઇશ્વરે આપણુને આજ્ઞા આપી કે પીઠાંવગર જો કશુએ કરશો તો નરકમાજ પડશો. ભાઇઓ વિચાર તો કરો કે આપણાં બાલ બચ્ચાને વઉ દીકરીની આ વ્યસનથી કેવી ખાના ખરાબી થઇ રહી છે, કે જેને આપણે સાથે રાખીને પીવાડવા શીખવીએ ને આગલ જતા તેના કેવા બુરા ફલ ચાખવા પડે તે ઘણાઓને અનુભવ હશે. જરા પેટમાં પડી એટલે જોઈ લેવો, હું મોટો ને તું નાનો, તે ચડીઓ ને આ પડીઓ, આ શારી ને પેલી માંઠી, એવા એવા અનેક ગપોડા ને નીહા થાય છે કે જેની હદ નથી. આજ રિતથી આંપણી કમાંણીને સાથે બુદ્ધિ પણ નષ્ટ ભ્રષ્ટ થઇ છે, તેની જાન અજુન આપણુને આવતી નથી. ત્યારે સવાલ એ ઉઠે છે કે, શું આ ઢંગી રીત આપણામાંથી નીકળે તેમ નથી કે?

હાં, છે પણ તે કરે કોણ ? કરનાર તો આપણેજ છીયે ત્યારે કાંઈ નહી એ બદી વિશે વિચાર કરી આપણ સર્વ એક સંપીલા બનીએ. આપણે સર્વ મળી પીઠાંમાં જવાનું બંધ કરીએ. બયરાં, આદમી, બચાઓ વિગેરે કોઇ પણ આપણી જ્ઞાતીનું માણસ પીઠામાં બેસી તાડી યા દારૂ પીએ નહીં. જો પીતા માલમ પડે તો જ્ઞાતે તેને ભારી દંડની શીક્ષા કરવી. જહાં સુધી પીઠાં આપણે સર્વનું ભલું સમજી બંધ નહી કરીશું ત્યાં સુધી આપણી કશીએ ઉન્નતિ યા ચઢતી થવાની નથી, એ નિશ્ચય માનવું. પ્રિય બંધુઓ પીઠાંથી આપણી કેટલી ફજેતી ને દુરદશા થઇ છે, આપણે આગલ વધતા નથી તેનો મુખ્ય પ્રયોજન મારી ટુંકી બુદ્ધિ પ્રમાણે આજ છે. માટે હવે એ વિષે ખુબ વિચાર કરી મારી તારી છોડી આપણા વંશ વારેશોનો ભવીશ્ય સુધારો ને જેમાં આપણું ભલું થાય તે કાર્ય કરો.

## આપણે અસલ કોણ હતા ?

આપણે અસલ રજપુત હતા, જેને આપણે માયો કહીએ છયે તે રજપુત હતો, જેને હીંદીમાં મેયાવત કહે છે. હવે એ મેયાવત નો અપભ્રંશ માયાવત થઈ ગયો છે. એ વિષે આપણે કોઈ ઇતિહાસ આપી સકીશું નહી તેમજ શાસ્ત્રનો પણ પુરાવો મલવો કઠણ છે. કારણ કે તે વખતે વિદ્યા શુદ્ર જ્ઞાતીમાં કયાં હતી ને બ્રાહ્મણોએ કેમ છુપાવી રાખી એ જગ જાહેર છે. જો આપણાં શાસ્ત્રથી પુરાવો આપીશું તો અન્યજ્ઞાતીઓ કયાં માનશે. તે તો એમજ કહેશે કે હમારા શાસ્ત્રમાં કયાં એ વાત લખી નથી. ગરીબ નિરાશ્રીત ને

વળી શુદ્ર એની તે કાંઇ કીમત છે કે ? એ બિચારા તો પશુ તુલ્ય, માટે એ વાતની દરકાર કોણ કરે ? શુદ્ર આવતો હોય અને શાસ્ત્ર વંચાતુ હોય તો ચાલીશ કદમ દુરથી શાસ્ત્રબંધ કરી દેવું. જો શ્રુતીનો શ્લોક શુદ્રના કાનમા પડયો તો સીસું ગરમ કરી તેના કાનમાં રેડવું વિગેરે કોઈ શાસ્ત્રમાં મારા વાંચવામાં આવ્યું છે. ઠીક ભાઈ ઠીક, હમો તો પશુથી બી ગયા ને સાથે બ્રાહ્મણનું રાજપણ ગયુ ને ભીક્ષાવ્રતની પાળી આવી. ખેર કોઇ દીવસે શુદ્રની બી ચડતી થવાની, આ ચક્રી-ચક્ર સદા ફરતુ છે, જે ચડે તે પડે, ને પડે તે ચડે, જેનો સમુહ વધુ તે ફાવે, હાલ તો એસી પ્રાર્થના કરીએ છએ આગળ પરમાત્મા કરે તે ખરૂં. આ માયાની ઉત્પત્તિ વિષે મે ઘણીએ તપાશ કીધી તેમજ દંત કથાઓબી ઘણી સાંભળ-વામાં આવી, વળી એક પુસ્તક ક્ષત્રીઓની પ્રાચીન વંશા-વળી નામનું નરસિંહપુરથી મંગાવ્યું જે ઘણા પ્રયાસથી મળી શકયું એમા પણ એજ કહે છે કે આપણે અસલ રજપુત છએ. હવે પ્રશ્ન એ થાય છે કે. એ રજપુત હતા તો આવી અધમ દશામાં આવવાનો પ્રયોજન શું હતો ? એનો ખુલાસો એ છે કે, જ્યારે પરશરામે પૃથ્વી નક્ષત્ર (ક્ષત્રી વગરની) કરવા માંડી તેમાંથી ત્રાસ પામીને તેવોએ નિચ વર્ણના તરીકે પોતાને ખપાવીને પોતાનો પ્રાણ બચાવ્યો હતો. ત્યારથી સેંકડો જ્ઞાતી બની ગઈ છે, જે આજદિન સુધી વિખ્યાત છે. છત્રી, લુવાર, સુતાર, મોથી, ઘાંચી, વીગેરે અનેક જ્ઞાતીઓ ઉત્પન્ન થઈ આવી છે ને પોતાનો પ્રાણ બચાવા આ યુક્તિ સર્વોએ લઇને કામે લાગી જુદી જુદી ન્યાતો બાંધીને રેહેવા લાગ્યા. અધુરામાં પુરૂં કે વળી દુષ્કાળ પડયો. બાપડાઓને ખાવા મળે નહીં

ખેતી સુકાઈ ગઈ, ધંધો મળે નહી, માટે પોતાનો નીરવાહ કરવા માણુસો જ્યાં ત્યાં તુટી પડયાં. એવો સમય આયો તેમજ તેનાં વંશોએ નાસીને આબુના પાઠ પાસે કોઈ અવીચલ ગ્રામ હતું ત્યાં આવી રહ્યા. ગામમાં રેહેવાને મળ્યું નહી. કારણ કે ભુખના સબબે લોકો, ધાડ, મારફાડ, લુટફાટ, વિગેરે અનેક ત્રાસ વરતાવા લાગ્યા. માટે ગાંમમાં રેહેવાનો તેમજ કચોયે આશ્રો આપવાની કોઈની હીમત ચાલી નહીં. સત્તાધીકારીઓએ ગામ બહાર કાઢી મુકયાં, હવે જાય કાહાં, રાત પડી હતી, માટે ગાંમ બાહાર જાહાં કચરો પુંજાનો ઢગલો જેને હીંદીમાં ઢેર કહે છે ત્યાં વિશ્રાંતી કીધી ! દુષ્કાળના શબબે પ્રાણીઓને ઘાસ ચારો મળે નહી, તેથી કરીને ટપોટપ મરવા લાગ્યા. જે ઢેર એટલે ઢગલા પાસે પડેલા હતા, હવે આ બીચારા ભુખના મારયા વ્યાકુળ થઈ તળમળતા હતા, અને પ્રાણ અંતની ઘડીએ હતા, તેવે સમય આભક્ષણ કરવા શીવાય તેઓનો છુટકો હતોજ નહી. પ્રિય વાચનાર, ભુખો શું નહી કરી શકે. ધર્મ કર્મને પુજા પાઠ એ સર્વ એક કોરે રહી જાઇ. મરવું, મારવું કે રેહેવું એ કાંઇ સમજાઈ નહી. આ જઠરાગ્નીનું એવું પ્રબળ છે કે ભલાભલાને એને દુનીયાથી ઉખાડી નાખ્યાં, ત્યારે આ અજ્ઞ પ્રાણીઓની શી ગતી થઈ હશે તે પ્રભુ જાણે. એ જગ્યા હવે ઓહરતો ભરાયું, પણ ગાંમમાં તો રેહેવા મળે નહીં માટે ત્યાંજ ઝાડોનાં પાંદડા લાવીને ઝુંપડી બાંધી રેહેવા લાગ્યા. અલ્પ કાળમાં ત્યાં વાડો થઈ ગયો જેનું નામ "ઢેરવાડા" બદલે અપભ્રંષ થઇને "ઢેડવાડા" થઇ ગયો, ને ત્યારથીજ આ વર્ણને એ નામ લાગુ પડયું છે. બાઇઓ એ દુઃખમય સ્થિતિ સાંભળી અત્યારે આપણુનો

કંપારી છુટે છે ત્યારે જેને વીત્યું હશે તેની શું દશા થઇ હશે? તે પ્રભુ જાણે. હાલ છપનીયાનો દુષ્કાળ આપણી સમક્ષ બન્યો હતો ત્યારે માબાપોએ પોતાના વાહાલા ફરજં-દોને વેચી નાખ્યા ને પેટ ભરવા જાત ન્યાત ને ધર્મ કર્મ, સોવ હવામાં ઉરાડી દીધું ને કેવો ત્રાશ વર્તાવ્યો છે તે આપ સર્વ સારી પેઠે જાણો છો. જે વખત માયાને તેમજ તેના બંચ્ચાને ભોગવવો પડયો તેનું વર્ણન આ જીભથી કરવું અતિ દુરઘટ છે. બ્રાહ્મણોનો તરાશ, વેપાર ધંધો મલે નહી, ખેતી વાડી કાંઇ પણ નહીં. ત્યારે બીચારા ઓદર ભરવાનું પોષણ તે ક્યાંથી લાવે. ચોર, લુટારાં, ગલા કાંપુઓને બેશ-વાની જગ્યા મળે પણ આ લોકો તો કુતરાં, બીલાડાથી પણ તુચ્છ થયા. બીચારા ગાંમે ગાંમને શીમે શીમ રખડતાજ રહ્યાં. જ્યાં જાય ત્યા "હડધુત" થઇ ગયા. લાચારીએ ત્યાંજ રહીને પોતાનો નીરવાહ કરવા લાગ્યા. જે પદ્ધતિ આજ સુધી ગાંમડામાં પ્રચલીત છે. પ્રિય બંધુવો, આ એક દુ:ખમય સ્થિતિ કહો કે કુદરતના માર્યા કહો આ ભુલ તો થઇ ગઇ, પણ આપણે તો તેમાંનું કશુએ કરતા નથી ને બીજાઓ કરતા સહાઇ શુઘડાઇમા વિશેષ છએ, ત્યારે હવે આ કાળી ટીલી આપણને શા માટે લાગવી જોઇએ. એ કાંઇ નહી આપણે સર્વ મળી વિચાર કરી ભુંસી નાંખવી જોઇએ. જ્ઞાતીકર્મથી છે, નહી કે જન્મથી, જેવું આપણું કર્મ તેવો આપણો ધર્મ. વશીષ્ટ, વાલમીક, વ્યાસ, નાભાજી, માતંગ વિગેરે ઋષિઓ કોણ હતા તે તમે જાણો છો? પોતાના આપ બળે શુદ્ધ થઇને બ્રાહ્મણો બની ગયા છે, ને હાલ જેને હીંદુઓ પુજે છે. હવે વધુ ન લખતા તમે પોતેજ વિચાર કરી લેજો. ખેર, હવે હું મુળ બાબતપર પાછો આવું છું કે જ્ઞાતીની

ઉત્પતિ ક્ષત્રીઓની પ્રાચીન વંશાવળીમાથી આ પ્રમાણે મળે છે. યદુવંશ, પુરરાઈવંશ, કુરવંશ, મનુવંશ, સુર્યવંશ ઇત્યાદિ વંશોને તેના ફાટા ઘણા છે, જેનેથી આપણને કામ નથી. પણ પુસ્તકના અંતમાં ( પૃષ્ટ ૧૮ ને ૧૯ ) માં આ પ્રમાણે છે.

## कबित्त.

पायो मान राना हिन्द शाह तैमूर कैसे भाटी औ बघेला मोर मरदाने से, तोमर चंदेला मान दीन्हो महम्मद कमर धुज पमार मानवर बखाने से, सुरखी सुलंखी मान दीन्हो अकबर शाहाजादो औ बुंदेला शाहजहां वाने से. और जनरेस पान पावत बादशाहन से, बादशाह पावे मान मान के घरानेसे. १

ब्रह्मा ने चार क्षत्री वेदी से काढ़े, ताकी विधि परिहार तिन के १२ कुरी ( घरानां; समुह. ) ( १ ) भापा ( २ ) भाहोल्ड ( ३ ) आदी ( ४ ) जगद्देले ( ५ ) मोरेढिये ( ६ ) गजकेसर ( ७ ) खड़केसरू ( ८ ) कांकरा ( ९ ) सुनहा ( १० ) कनवजिया ( ११ ) रेकवार ( १२ ) कलहंस, ये १२ कुरी परिहारन से हुई ॥

दूसरे सोलंखी तिन से १६ कुरी हुई ॥

[ १ ] कटहारिया, [ २ ] खीचर, [ ३ ] पुनी, [ ४ ] मीवा, [ ५ ] कव्होरिय, ( ६ ) वड़हर, [ ७ ] भिपरा, ( ८ ) पैसरा, ( ९ ) टाठा, ( १० ) तपख, ( ११ ) टटिया, ( १२ ) वाळेसा, ( १३ ) जदवत, ( १४ ) डोडावत, ( १५ ) सुरराह, ( १६ ) डडिया, तिन के पैंतीस कुरी हुई,

[ १ ] उज्जैनिया, ( २ ) भुजपुरिया, ( ३ ) गनवारिया, ( ४ ) कदम, ( ५ ) मानको, ( ६ ) डहिया, ( ७ ) बकछाया, ( ८ ) षडाईत, ( ९ ) बारेटेर, [ १० ] मेपाती, ( ११ ) नाहिक, [ १२ ] मौरी, ( १३ ) सोदा, ( १४ ) साकला, ( १५ ) खैर, ( १६ ) सुमीरा, ( १७ ) उमरा, ( १८ ) मुभीरा, [ १९ ] विहिक, [ २० ] **मेयावत,** ( २१ ) बल्हार, ( २२ ) काब, २३ उमता, २४ रहार, २५ सोलंकतिया, २६ हरेरा, २७ चौवड़ा, २८ मुगरा, २९ करकोटा, ३० सापल, ३१ कालपुसर, ३२ कल्सोरा, ३३ काहाछा. ३४ पोया, ३५ धंधदेवा, ये पैंतीस कुरी पवारन से हुई और चौहानन से चौबीस कुरी ऊपर लिखी हैं ॥

હવે આ લખાંણના ટેકાનાં પ્રમાણમાં આ નિચેની આરટીકલ જે આર્ય પ્રકાશના તા૦ ૩૦ મી જુન ૧૯૦૭ માં આવી છે તે નિચે પ્રમાણે જુવોઃ—

## ઢેડઆદિ અંત્યજ ન્યાતોની મૂલ સ્થિતિ તેમને સ્વધરમ અને સ્વદેશના અભિમાની કરવા માટે ઉંચ વર્ણોએ તેમની સાથે વધારે સારી વર્તણુક શું નથી ચલાવવી જોઇતી ?

અંત્યજ વર્ણો બધીજ મુળથીજ અધમ છે. એમ માનવું ઇતિહાસ વિરૂદ્ધ છે; તે તો ભ્રષ્ટ થઇ છે. ગુજરાતને આર્ય

ગમે તેવો હલકો ધંધો સ્વીકારવો પડવાથી અંત્યજતા આવે છે. ધંધો અને સંસ્કાર સુધરે તો તેઓ પાછા સારી સ્થિતિ માં આવે. જે અંત્યજો હાલમાં ગણાય છે. તેઓ માં મુળ તો ક્ષત્રિય તત્વ પણ હતું એમ જણાય છે. ક્ષત્રિય બહુ અધમ થઈ પડયા, ખેતી કરેથી પણ ગુજરાન ન ચાલવા લાગ્યું ત્યારે તેઓએ મેલું ઉઠાવવાનો, ચામડાં વગેરેનો ધંધો પણ સ્વીકાર્યો; કારણ કે મુળથી ક્ષત્રિયોને લડાઈના સંસ્કારોને લીધે એ બાબદની સુગ પણ ઓછી હતી. પણ ઢેડાઓમા તો ક્ષત્રિય તત્વ વિશેષે કરીને જોવામાં આવે છે. તેઓની અટક ચાવડા, ચાસીયા, ચોહાણ, ચુડાસમા, ડાભી, દાહીયા, ગોહેલ, મકવાણા, પરમાર, રાઠોડ, સરવરીયા, સોલંકી, વાઘેલા, અને વાળા એવી હોય છે. ક્ષત્રિયોમાં જેઓ બહુ ભ્રષ્ટ અને ભુખે મરતા થયલા, તેઓ એમાં ન દાખલ થયા હતે તો એવી અટકો પડવાનો સંભવ નહોતો. ઉતરતા વર્ગના ક્ષત્રિયોની થઈ પડેલી અધમદશાના આ ઇતિહાસે કિંવદંતીમાં પૌરાણિક સ્વરૂપ લીધું છે. તે એ કે તેઓ મુળ તો ક્ષત્રિય હતા, પરંતુ પરશુરામે પૃથ્વીનો નક્ષત્રી કરવા માંડેલી તેનાથી ત્રાસ પામીને તેઓએ અંત્યજ વર્ણના તરીકે પોતાને ખપાવીને પોતાનો પ્રાણ બચાવ્યો હતો. પરશુરામની કથામાં સત્ય એટલુંજ સુચવાય છે કે બ્રાહ્મણોએ ક્ષત્રીઓ ઉપર એટલો જુલમાટ કરેલો કે તેથી તે ક્ષત્રિયો બહુ દીન દશામાં આવી ગયલા. હજી પણ એ વર્ણમાં ક્ષત્રિય સ્વભાવ તદન ગયો નથી. દક્ષિણમાં મહારો જે ગુજરાતના ઢેડાને મળતી આવતી ન્યાત છે તે ૧૮૫૭ ના બળવા સુધી લશ્કરમાં દાખલ થતા, અને ૧૮૫૭ ના બળવામાં તેમની પલટણે સરકારની ઘણી વફાદારી ભરેલી સેવા કરેલી, પણ બીજું લશ્કર

મહારોની પલટણ તેમની સાથે દુર પણ ચાલે તેની વિરૂદ્ધ હોવાથી તે પલટણ છોડી નાંખવામાં આવી હતી. અને હવે તો લશ્કરમાં તેમને તુરી વગાડવાના અને એવાજ તદન હલકા પ્રકારના કામમાં રાખવામાં આવે છે. બેજ વરસ ઉપર લશ્કરમાં તેમને ફરીથી રાખવા માટે મહારોએ નામદાર ગવર્નર લોર્ડ લેમીંગટનને પુના ખાતે સેંકડોની સહી સાથની અરજી પણ આપી હતી. તેમની અનુકરણબુદ્ધિ પણ તીવ્ર છે, ને તેઓએ અંગ્રેજી પહેરવેષ, અંગ્રેજી ભાષા વગેરેનું જલ્દીથી કરેલું ગ્રહણ, બતાવી આપે છે. ઘણાએ સારી કેલવણી લીધી છે અને રેલવે સરકારી દફતર તથા અંગ્રેજી વ્યાપારી પેઢીમાં સારા હોદ્દા ધરાવે છે. ઢેડાઓના ગોર-જેવા ગારૂડા કહેવાય છે. તેઓ તો લગભગ વાણીયા, બ્રાહ્મણ જેવી શુદ્ધ ભાષા બોલવાનો ફાંકો રાખે છે, જ્યારે તેમાંના ઘણાને તો સંસ્કૃત શ્લોકો તથા ભાગું તુટું સંસ્કૃત આવડે છે. યુરોપીયન તથા પારસીઓને ત્યાં ઘરગતુ નોકરો તથા નોકરડીઓ તરીકે તેમની ચાલાકીને લીધેજ ઢેડાઢેડી વધુ પસંદ કરવામાં આવે છે, તેમના કરતાં કોળીઓ જાતિએ ચઢતાં ગણાય છે. અને સ્પર્શ છે. છતા બુદ્ધિમાં તેઓ ઢેડાઓ કરતા અત્યંત મંદ છે. અને ઉન્નતિને માટે ચઢીયાતી કોમનું અનુકરણ કરવાની જે વૃતિ એટલી બધી અનિવાય તેમાં સાથી કાચાં છે. સ્વરૂપ તથા બાંધામાં પણ કોળીઓ ઉતરે છે. છતાં તેઓનો ધંધો હલકો ન ગણવાથી તેઓ અતિ શુદ્ર ગણાતા અટક્યા છે. અને તેથી દ્વિજો સાથે તેમનો વધારે સંબંધ રહ્યો છે. જેથી કરીને તેમના આચાર વિચાર ઢેડાઓ કરતા બેશક ચઢીયાતા છે. પણ એ બાબત ઢેડાઓ કેટલા વધારે પાવન થવાને, અતિશુદ્ર મટી દ્વિજ નહીં તો પણ

શુદ્ર થવાને પાત્ર છે તે બતાવી આપે છે. જો તેઓ થોડા હજાર હતે અથવા બુડથલ હતે તો તેઓ ઉપર મહેનત કર- વાનું પ્રયોજન નહોતું. પણ તેઓ સંખ્યામાં તો ગુજરાતમાં લગભગ બ્રાહ્મણો જેટલાં છે. ( બ્રાહ્મણો પ॥ લાખ જયારે ઢેડાઓ ૫ લાખ છે ) અને વાણીયાઓ ( તેઓ છ લાખ છે ) થી પણ બહુ ઓછા નથી છતાં જાણે ગુજરાત, કચ્છ, કાઠીયા- વાડ વાણીયા બ્રાહ્મણોના બાપનુંજ હોય, અને બીજા બધા કાટ-કચરો હોય તેમ તેમની કંઇ કીમત પણ કરવામાં આવતી નથી. જેમ વસ્તી વધારે અને તેના દરેક વર્ગને સ્વોન્નતી કરવાની સરળતા, અને સ્વતંત્રતા વધારે તેમ તેમાં વધારે રત્નો પેદા થવાનો સંભવ ગણિતની નજરથી પણ દેખાતો છે. એક વખત તો એવો હતો કે જયારે વસ્તીથી અંત્યજોને અતિ દુર રાખવામાં આવતા અને રસ્તે જતાં પણ તેમને માથે કપાળ બણી શાબરશીંગડું બાંધવુ પડતું, તથા પીઠ પછાડી રૂની ઝોળી લટકાવવી પડતી કે જેથી આગળ પાછળ જતા આવતા માણસો તેમને દુરથી ઓળખીને અડકતા અટકે, અને વધુ સાવચેતી માટે બુમો મારતા જવાનું તે તો ઉપલક! શું બ્રાહ્મણોએ ખેંચેલો ધર્મનો સાર! મી. ફોરબસ "રાસમાળા" માં જણાવે છે કે ગુજરાતના વિક્રમ મહારાજ સિધ્ધરાજ જયસિંહના સમય સુધી આ સ્થિતિ હતી. યશસ્વી મહારાજાએ સહસ્રલિંગનું મોટું તલાવ ખોદાવ્યું અને તે વખતના વહેમ પ્રમાણે તેના વાસ્તુ વખતે દેવીને તૃપ્ત કરવા મનુષ્યનું લોહી આપવાનો બ્રાહ્મણોએ વિધિ બતાવ્યો. આશ્ચર્ય છે કે બ્રાહ્મણોની દેવીને અસ્પર્ષ્ય ઢેડાનું લોહી ઇષ્ટ થયું તેથી એક ઢેડાએ પોતાનો ભોગ આપવા સ્વીકાર્યું. અને મરતાં મરતાં તેણે

એજ યાચના પોતાના સમ્રાટ પાસે કીધી કે "હમારી જાતિને શીંગડું તથા રૂનો બારો બાંધેવો પડે છે માટે તે અપમાનમાંથી હમને મુક્ત કરો" સિદ્ધરાજે એ પ્રાર્થના સ્વીકારી અને ત્યારથી એ ઘોર અન્યાયનો લોપ થયો. ઢેડાઓ પણ પરોપકાર માટે કેટલું કરે છે? બ્રાહ્મણો અને વણીકો એમને અસ્પર્શ્ય કહે છે પણ ગુજરાતને મુસલમાનોને સોંપનારા કરણના પ્રધાન માધવ તથા બંગાળ અંગ્રેજોને સોંપનારા અમીચંદ જેવા દેશદ્રોહીઓ તો તેમનીજ જાતમાંથી નીકળ્યા છે જ્યારે દેશ માટે ભોગ આપનારા તથા સ્વજાતિની ઉન્નતિ ચહાનારા તો ઢેડાઓમાંથીજ નીકળ્યા છે! વધારે નિંદનીય કોણ? વધારે પ્રસંશનીય અને વધારે દેશભક્ત કોણ? બ્રાહ્મણ વૈશ્યોના ઉચ્ચ સંસ્કાર દેશદ્રોહ કરતી વખતે કયાં ગયાં? માટે હવે ઉચ્ચ વર્ણીઓ! તમારો કૃત્રિમ જાત્યભિમાન ત્યાગો સર્વને સરખા અધિકારી ગણો બધાની સાથે હળોમળો અને દેશની ડુબેલી નૌકાને તરાવવામાં બધાના હાથના હલેસા સ્વીકારો. તમારાજ હાથ પવિત્ર છે માટે તેજ હાથે તે તરી શકશે એવું મિથ્યાભિમાન છોડો!

આ સંસારમાં પ્રજા શરીર સમાન છે, અને બ્રાહ્મણ સીરરૂપ, ક્ષત્રિય બાહુ, વૈશ્ય જંઘા તથા શુદ્ર પગસમાન છે. હિંદુઓ! યાદ રાખજો કે તે પગ વિના તમે ત્રણે વર્ણો પાંગળા છો! શુદ્ર અને અતિ શુદ્ર એવા બે જમણા ડાબા પગને તમે હીન ધારીને કચડી નાખ્યા છે, તમે તેને તમારા શરીરથી જુદા પાડી નાખ્યા છે, અને અતિશુદ્ર એવા પગને તો છેક ઘુંટણેથી કાપી નાંખ્યા છે. તેથી તમારૂંજ શરીર લંગડુ થયું છે. જો તેઓ અત્યાચારને લીધે અસ્પર્શ્ય થયા તો

તમારો તેમને સુધારવાનો ધર્મ હતો પણ તે કશુંએ ન કરવાથી તમારાથી હવે દુન્યાની બીજી પ્રજાઓ સાથેની સરતમાં ખોડે પગે હરીફાઇ કરવી પડે છે. તેમાં તમે જ્યાં જાઓછો ત્યાં ધાલજ ખાઓ છો ! તમારાથી કશુંએ વળી શકેજ ક્યાંથી ? તમારી સ્ત્રીઓ તમને ભારરુપ તેને પણ શૂદ્ર કરી નાંખી. તમારા ભાઇબંધ વર્ણોને પણ રદ બાતલ કરીને તમારા ભારરૂપ કીધા. તમે તમારા અનેક અંગો આ પ્રમાણે છિન્નભિન્ન કીધાં અને માત્ર પેટ સમાલ્યું. સાદી દૃષ્ટિએ આ દશાનું કારણ હમે કહીએ છીએ તે ઘણાથી કલ્પી શકાશે નહીં. પણ બારીક વિચાર કરતાં આપણાં પ્રાંતોની અધોગતિ આપણા લોકોએ ઉંચ નીચના વિચારથી જુદી જુદી કોમોને નકામી તથા દેશને ભારરૂપ કરી નાંખી તે પણ મુખ્ય છે એમ નિરપક્ષ રીતે વિચાર કીધાથી જણાઇ આવ્યા વિના રહેશે નહીં.

નામદાર ગાયકવાડ ઢેડા આદિ અતિશૂદ્રોની ઉન્નતિને માટે હવે કાંઇક પ્રયત્ન કરે છે. તે નામદારે તેમને માટે ખાસ સાત્રી તથા મફત શાળાઓ સ્થાપી છે. ખાસ સ્કોલરશિપો સ્થાપી છે. અને અત્યાર સુધી તેમને કચેરીમાં જવાનો બાધ હતો તે પણ કાઢી નાંખ્યો છે. આથી પણ વડોદરાની પ્રજાની ધર્મની લાગણી દુઃખાઇ હતી. જો કે મુળથીજ અંગરેજી રાજ્યમાં એ છુટ તો હતી, જ્યારે સિદ્ધપુરના સિદ્ધરાજના સમયમાં તો ઢેડાથી રસ્તે પણ ચલાતું નહીં, ત્યારે હવે સિદ્ધરાજનીજ ગાદીએ આવનાર સર સયાજીરાવના સમયમાં કોઇક વીરલો અને વિચક્ષણ ઢેઢ, તે નામદારની સ્કોલરશીપ વડે બી. એ. થાય અને રાજ્યમાં ન્યાયાધીશ તથા રાવબાહાદુર થાય અને તેમને

હસ્તધુનન કરવાને અડકવામાં બ્રાહ્મણો ઇજ્જત સમજે એ સમય પણ કાંઠે આવી લાગ્યો છે! અંગરેજી રાજ્યમાં તો રાજ્ય તરફથી સંપૂર્ણ છુટ મળી છે. એ સ્વતંત્રતા ન ખમી શકતા કોઈક બળેલા અને અદેખાએ એવી કહેવત પણ જોડી કહાડી છે કે 'દેવ ગયા ડુંગરે, પીર ગયા મક્કે અને અંગરેજી રાજ્યમાં ઢેડ મારે ધક્કે.' પરંતુ એ દેખીતું છે કે પ્રજાનો આંતરીય વિરોધ હોય ત્યાં સરકારે કે રાજાએ આપેલી છુટ પણ કરી શકે નહીં. લોકોએજ સમજીને તે છુટ આપવી જોઈએ મુંબઈના માંસાહારી ભાઈ-ઓના હાથનું પાણી પીવાય છે, અને તેઓ શાક પણ ચુલ્હે ચઢાવી આપે છે તે ખવાય છે. પતેલી ઉતારવાનીજ બાકી છે. તેટલે સુધી તો આપણ આવી લાગ્યા છીએ! ઢેડાઓ પણ ટ્રામમાં જોડેજોડ બેસે છે, ઓફીસોમાં તેઓ જે "સાહેબ" તથા અર્ધા સાહેબ પારસીઓના બ્રાહ્મણ તરીકે રસોઈ જમાડે છે તેઓને છુટથી અડકીએ છીએ, બલ્કે તેઓ આપણે તેમને બહુ અડકીયે તો આપણને ભોળા સમજી પસંદ કરતા નથી. એટલી અદ્વેષ્ય સ્થિતિએ તો આપણે પહોંચી શકયા છીએ, ત્યારે પછી શા માટે હજી અંત્યજ વર્ણોમાં જેઓ સહેજ સંસ્કારી થયા હોય તેમને વ્યવહાર ઉપરાંત સિદ્ધાંતમાં પણ સ્વીકારવા નહીં. ખ્રીસ્તી મીશનરીઓ એમને પોતાના હાથમાં લેવા યત્ન કરે છે. આણંદમા મોટી હોસ્પીટલો, છાપ-ખાનાં વગેરે સ્થાપ્યાં છે. તેમાં ખ્રીસ્તી ઢેડાઓજ નોકરચાકરછે. રાજકર્તાના ધર્મમાં જવાથી એમને આપણી સાથે હીલસોજી રહેશે નહી અને તેથી આપણી રાજદ્વારી વિરોધી પણ ભવિષ્યમાં થવાનો ભય રહે છે. બંગાલમાં હીંદુ થયલા મુસ-લમાનો જે ભાગ હાલ ભજવે છે. તેવો ભવિષ્યમાં ઢેડાઓ

ખ્રીસ્તી થઇને ભજવે એ અસંભવિત નથી. જો હીંદુઓના મધ્યાજ ઇતર ધર્મવાલા વિરોધિ થયા તો તેઓની ફતેહનો સંભવજ ક્યાં ? રાજદ્વારી દ્રષ્ટિથીજ નહીં પણ ન્યાય જે ઉંચામાં ઊંચો અને શુધ્ધમાં સુધ્ધ ધર્મ છે. તેજ દ્રષ્ટિથી પણ અંત્યજ વર્ણ સાથનો સંબંધ વધારે અતલગનો કરવો અવશ્યક છે. તેમની જોડે લગ્ન સંબંધ કરવાની સુચના હુમે કહેતા તેમજ તેમને રસોઇયા રાખવા પણ હુમે કહેતા નથી. હુમે માત્ર એટલુંજ કહીએ છીએ કે તેમનામાં જેઓ સુઘડ હોય તેમને એક પાટલીએ બેસાડવા, તેમને આર્યધર્મ સીખવવો તેમને બંધુ સમાન ગણીને આપણા મિત્ર બનાવવા તથા તેમને શિક્ષણ આપીને વધુ દેશોપયોગી કરવા, તેમાં કાંઇ ધર્મનો બાધ નથી. ટ્રાન્સવાલ તથા દક્ષિણ આફ્રીકામાં અનેક સ્થળે હીંદીઓને અંગ્રેજો સાથે રેલ્વેમાં બેસવા દેવામાં આવતા નથી. તેમજ રસ્તામાં સાથે ચાલવા દેવામાં આવતા નથી. તેની વિરૂધ્ધ આપણે માણસ માણસ વચ્ચે આવો ફરક રાખવા માટે દરસાલ કાંગ્રેસમાં ખાસ ઠરાવો પસાર કરીએ છીએ. પણ આપણે પોતે ક્ષુદ્ર અતિશૂદ્રોના સંબંધમાં એંગ્લો-આફ્રીકેન્ડરો કરતાં શું વધારે સારી ચાલ ચલણ ચલાવીએ છીએ! કદાંચ તેથી પણ ખરાબી માટે જો આફ્રીકામાં આપણા ભાઇઓની સ્થિતિ સુધારવી હોય તો તેના બચાવ તથા બહાના તરીકે આપણી પોતાની અંત્યજો સાથની વાંધા ભરેલી વર્તણુક તરફ તે અંગરેજો આંગળી કરે છે, તે કરવાનો પ્રસંગજ કાઢી નાંખવો જોઇએ. જો આપણે એમ કરીશું તો ગુજરાતના ઉદ્યોગને અંત્યજો ઉત્તમ કામદારો તરીકે નવા કારખાનાઓ તથા નવી મીલોમાં ખપ આવી જવાથી અસાધારણ સરળતા થઇ

જશે. "સ્વદેશી" હીલચાલને તે જેવી તેવી ગતિ આપ-નારી બીના થઇ પડશે નહીં. ખરૂ 'સ્વદેશી' કામ તો 'વન્દેમાતરમ્' ના શુષ્ક પોકાર કરવા કરતાં અંત્યજ સ્વદેશીઓ વિદેશી થતા જાય છે તેમને અટકાવવાનું અને જેઓ વિદેશી થઇ ગયા હોય તેમને પાવન કરીને સ્વદેશી બનાવવાનું છે એમ હમારી તો ક્યારનીએ ખાતરી થઇ છે.

હવે, કેમ સાંભળ્યુ, આપણા વિષે ઉત્તમજ્ઞાતીનો અભિ-પ્રાય જુવો. વાચનાર, તને આથી ખાતરી થવી જોઇએ કે આપણે અસલ કોણ હતા. આપણામાં અજુન ક્ષત્રીત્વ રહેલુ છે, તે ઉપરના લખાણથી પુરવાર થાઈ છે. જો આપણા આચરણ સુધરીઓ તો તેજ ક્ષત્રી કેમ નહી થઇશું ! બલકે છયેજ છએ. આપણા વડીલોએ વિદ્યા નહી લીધી તેમજ પોતાના વંશોને પણ રખડાવી માર્યાંને એ ભુલથી આપણે હીન દશામા આવી પડયા, એ આપ સારી પેઠે જાણોછો. ત્યારે વધું ન લખતા આ અન્તિમ કાળમાં આગલ વધવાને પ્રયાસ અવશ્ય કરવો જોઇએ. ચેતો ભાઈઓ ચેતો, કમર કસોને એક બીજાને આશ્રય આપી સર્વનુ શ્રેય કરવા મડો. દ્વેશ, ઇર્ષા, છલ, કપટ, ત્યાગો. સર્વનુ ભલું તેમા પોતાનુ ભલુ સમજી સંપીલા બનો ઇશ્વર સયાહકારક છે.

બેશક, હાલ આપણે ભાગ્યવાન તો ખરા, કે આપણે માટે બલવાન માયો ( ઇંગ્રેજ સરકાર ) આવ્યો છે, જેના રાજ્યમા આપણે આટલું સુખને આરામ ભોગવીએ છએ. માયાએ આપણે માટે દેહ ઓમી પ્રાણ ત્યાગ કીધો છે, પણ આપણી હાલત તો જેવીને તેવીજ રહી છે. આપણી ઉન્નતિ આપણા બળેજ થવી જોઇએ બીજો શું કરી સકે. કોઇ શિખામણ આપે પણ ચાલવુ તો તમારાજ હાથમાં છે, કોઈ કહે પણ

સાંભળવું તમારેજ છે, કોઇ બતાવે પણ લેવુ તમારાજ હાથમા છે, કોઇ સીખવે પણ સીખવુ તમારેજ છે ટુંકમા જે કાંઈ કરવું મુકવુ આપણેજ કરવુ જોઈએ. ભોજન બનાવી બીજાને ખવાડવાથી તમારી ભુખ મટે તેમ નથી. દુઃખ તમોને થયુ ને બીજો દવા પીએ તો મટી જવાનુ કે ? ના, ના આપણા બળપર આપણે મુસતાક રહીને ચડતી આ પડતી બન્ને આપણેજ કરનાર છઈએ. જુવો, હાલ આ રાજ્યમાં આપણને શું કમી છે. વિદ્યા ભણો, વેપાર કરો, હુન્નર સીખો, જજ બનો, બારીસ્ટર બનો, જે જોઇએ તે લેવો. પણ આપણા હીન ભાગ્ય છે કે આપણે તેમાનું કશુએ લેતા નથી, ઉલટા બીજાને દોષ આપવા નીકલીએ છએ. પ્રિય બંધુઓ, સમય હવે બદલાઓ છે, હજુબી ચેતો ને પોતાની જ્ઞાતી જે હીન દશામાં રહી છે તેને ઉગારો. સંપીલા બનો એક બીજાને સહાયતા કરો, ને આપણામાં જેટલા ખોટા વહેમો છે તેમાજ દુષ્ટ રિવાજ છે તેને જડ મુળથી ઉખેડી કાઢો. શુદ્ધ વહેવાર ને શુદ્ધ આચરણ કરો, પરમાત્મા એવા પ્રાણીઓને સદા સહાયકારી છે, એ નીશ્ચય માનો. એકવાર આગળ વધવાનો ઉગ્ર પ્રયાસ કીધો તો બેશક સર્વ સારા વાના થવાનાજ. વિધ્યા વગર આપણે આંધળા તો છએ, પણ આપણા બચ્ચાઓને સીખાડવાનો પ્રયાશ કરો, અલ્પ કાળમા સોવ સારૂંજ થસે. વિદ્યાથીજ અન્ય જ્ઞાતીઓ આટલી આગળ વધી છે ને સુધારાની શીખરપર પોહોંચી છે માટે ભાઈઓ વિધ્યા વગર આપણે પશુ તુલ્ય ગણાવાના. મારી અલ્પ મતિપ્રમાણે આપણી ઉત્પતીનુ મુળ જણાવ્યુ છે. જે આમા ન્યુનતા હોયે તો પુર્ણ કરી લેવુ હેવી મારી સવિનય પ્રાર્થના છે.

# આપણી જ્ઞાતીમાંથી કઢંગો રીવાજ કાઢવાનો ઉપાય છે કે?



હાં છે. જુવો અન્યવર્ણો શું કરી રહી છે. તે લોકોનો જ્ઞાતી રિવાજ કાંઇ નહી આપણે અનુકરણ કરીએ. દાખલો લેવોકે આપણા સુરતની પંચના બે પક્ષ કેહેવાય છે, એક કાજીપરા ૭ પરા ને બીજા સગરામપરા ૭ પરા. એ બન્ને પક્ષો સાથે મલીને પાંચ માણસ કાજીપરાના ને પાંચ માણસ સગરામ|પરાના મલીને પંચના કારભારીઓ નેમો અને તેમા બધા મોહોલાની વેહેંચણી આ પ્રમાણે કરો:—

બારેપરાના નામો.

| સગરામપરા ૭ પરા. | કાજીપરા ૭ પરા. |
|---|---|
| પટેલ— | પટેલ— |
| પાંચ મુખીઓ— | પાંચ મુખીઓ:— |
| ૧ બંદરનો મોહોલો | ૧ બાગા તલાવ. |
| ૨ બેરામખાનો વાડો. | ૨ બુતીઆ બરૂજ. |
| ૩ બોર વાડો. | ૩ ગારતી પરૂ. |
| ૪ ખંડેરાનુ પરૂ. | ૪ હરીપર. |
| ૫ ઓકનો મોહોલો. | ૫ અખાડાનો મોહોલો. |
| ૬ મકઈ બાગલ. | ૬ કોટડા. |
| ૭ પંજાવો. | ૭ કાજીપરૂ. |
| ૮ ખાડીનો મોહોલો. | ૮ રામપરૂ. |
| ૯ બુટલેર મોહોલો. | ૯ નાનુ કાજીપરૂ. |
| ૧૦ કાંઇ કુલીઉ. | ૧૦ ગડીયા કુઇ. |
| ૧૧ સગરામપરૂ. | ૧૧ અનુછડા. |

## બારેપરાના નામો.

| સગરામપરા ૭ પરા. | કાજીપરા ૭ પરા. |
|---|---|
| પટેલ. | પટેલ. |
| પાંચ મુખીઓ— | પાંચ મુખીઓ— |
| ૧૨ બાગલબાહાર. | ૧૨ ગુલામ ફલીઉ. |
| ૧૩ લાલવાડી. | ૧૩ ફુકીનો મોહોલો. |
| ૧૪ તલાવની પાર. | ૧૪ મહીના કાંકરા. |
| ૧૫ સલાત પરૂ. | ૧૫ સરાની બાગલ. |
| ૧૬ નાની લાલવાડી. | ૧૬ વાડીયા કુઇ |

☞ હવે આ ૭ ૭ પરાનો એક એક પટેલ સાથે પાંચ આ પરાના ને પાંચ તે પરાના મળી દસ માણસો આપો. એ દશ માણશો એવા જોઇએ કે દેશભક્ત, ધાર્મીક, વિદવાન, પ્રતિષ્ટીત, વૃધ સજ્જનો, જેનામાં ન્યાતી સુધારવાનું દ્રઢ બલ હોય. એ દસેના નામ "પંચ સુધારકો" આપો. એમણી સાથે બન્ને પટેલો રહીને બાર માણુસની કમીટી કરો, એ બારે મલીને જે કાંઈ પંચમાં ખામી યા કઢંગો રિવાજ હોઈ તેપર વિચાર કરીને તેને કાઢવાની યુક્તિ શોધીને પંચને દરસાવે. પંચે એજ જોવાનું કે આપણું સર્વનું હીત ને ભલું છે યા નહીં. બાદ વધુમતે કાયદો પસાર કરીને નોંધ રાખવી.

દર વરષે એક દિવસ મુકરર કરી પંચવિષે શું શું સુધારા ને વધારા કીધા તે દરસાવવા. આટલું તો અવશ્ય કરવું પડસે, કે એ પંચકમીટી સાથે એક પંચનું સુધારા બાબદ ફંડ હોવું જોઇએ. જેમાં ખરચ ખુટાની જે આવક આવે તે જમા રહે. એ વિષે એ "સુધારકો" નીયમ ઘડીને "પંચ સુધારક ફંડ" નામ આપસે. હવે આટલું કીધા બાદ એ બારે પરાના કેટલા બાહાણો સુરતમાં વસે છે, તેની નોંધ લેવી ને બ્રાહ્મણો

ને નેમી દેવા. એ બ્રાહ્મણો શિવાય બાહારના કોઇપણ બીજા બ્રાહ્મણ કામ કાજ કરે નહી, તેનો નિયમ પણ કરી રાખવો. બ્રાહ્મણો વિષે પંચના કારભારીઓએ ચાંપતી દેખરેખ રાખવી, કે ન્યાતવિરૂદ્ધ થએલા કોઈપણ ભાઈનું કાર્ય પંચ કમીટીના હોકમ વગર થાય નહી. એ વિષે પંચ કમીટી એ મુખ્ય વિચાર કરી કાયદો બનાવી બ્રાહ્મણોની સહી લઈ રાખવી. હવે સુરતના ગાંમો જેને ચોરાશી કહે છે તે ગામની પણ ગણત્રી કરીને તેના પણ માણસોને, પટેલ મુકરર કરી લેવા. જ્ઞાતીની વૃદ્ધિ માટે બહુ ધાર્મીક, બુદ્ધિમાન, વિદ્દવાન, પુરૂષોની ઘણી જરૂર છે. એ બુદ્ધિમાન પુરૂષોને જરૂરનું છે કે તેઓએ ખુબ વિચાર કરી નીષ્પક્ષપાતી અને સ્વાર્થ રહીત થઈને હમેશા જ્ઞાતી ઉન્નતિ માટે સારી સારી રિતો શોધવી. દરેક ગુણવાન જનોમાથી એક એકને પસંદ કરી મુખી ઠરાવવો. આવી ચુટણી દર ત્રણ ત્રણ વર્ષે કે પાંચ પાંચ વર્ષે થવી જોઈએ. ત્યારેજ આપણી જ્ઞાતીની ઉન્નતીની સાફલ્યતા થશે. આ મારી અલ્પમતિ પ્રમાણે યોજના છે. જો એક વાર એ પ્રમાણે કરીશું તો આગળ જતા આપણને વધું શીખવાનું મળશે, હું કાંઈ એમ નથી કેહતો કે આજ રીત લેવી. પણ જેમ સર્વનું શ્રેય થાય તે પ્રમાણે નીયમ ઘડી મુકરર કરવો.

---

## આપણે શુદ્ર મટિ દ્વિજ થશું કે?

હાં, બેશક તમે દ્વિજ છો. તમારા આચરણ શુધ થશે, ભક્ષાભક્ષમાં શુદ્ધતા રાખી, તો અસલ જે હતા તેના તેજ છો. આપણા પુર્વજો દુરજના માર્યા કહો કે દુઃખના માર્યા

જે કાર્ય કીધુ ને જેનો કલંક આપણને લાગ્યો છે તે કાર્ય આપણે કરતા તો નથીજ. ત્યારે કાંઈ નહીં આપણે દ્વિજ બનીએ ! આપણે દ્વિજોના કદાજ મશકરીના પાત્ર થઇશું પણ બંધુઓ જે ઉપર આપણે સિદ્ધાંત આપ્યો છે તે શું ખોટો છે ! આર્ય પ્રકાશ એક દ્વિજોએ લખેલું પત્ર છે, તે પરથીજ ધ્યાન પુગાડો કે એ ઉત્તમ જ્ઞાતી આપણા માટે શું વિચાર ધરાવે છે. ધન્ય છે એ આર્ય ધર્મના અનુયાયી-ઓને કે કોઇ પણ પક્ષ ન રાખતા જે સત્ય ને યથાર્થ હોય તે કહે છે, ને શુદ્રને પણ પાવન કરી દ્વિજ બનાવે છે ને હાલ કેટલાકો થયા પણ છે. વાચનાર, તમે જાણો છો કે, કેટલા મુસલમાનો પણ એ ધર્મમાં આવી પાવન થયા છે. આ આર્યવતમાં પક્ષાપક્ષીઓએ ને મતમતાંતરોએ દેશને હીનદશામાં ડુબાવી સ્વાર્થ સાધીઓ છે. તેને તોડવા આર્ય-સભા એક હથીયાર સમાન થઇ છે. ધન્ય છે એવા પરોપકારી ને બીન સ્વાર્થી નરોને કે નીસ્પૃહી રહી સર્વનું ભલું ઇચ્છે ને દેશનું શ્રેય કરે. આપણે સોલંખી વંશના એક ફાટાના મેથાવત રજપુત છીએ. તો રજપુત કહેવાડવામાં શું બાધ છે ! વાચનાર, તમોને ખબર છે કે, મારી પણ મકવાણાની શાખ છે ને મારા છોકરાના લગન સમય વરઘોડે બેસી ત્યારે ખાંડુ બાંધવું પડે છે. એ શાથી તે તમે જાણો છો કે, રજપુત છીએ તેથીજ. તેમજ પટેલ બાપુદાસ કેશવજીની પણ ચાવડાની શાખ છે તે પણ રજપુતનીજ છે. આપણામાં શાખ વિષે ઘણા ભાઇઓ અનજાણ છે, માટે તેમણે એ વિષે પોતપોતાની શાખ ગોત્રની તપાસ કરવી એવી મારી તેમને વિનંતી છે.

પ્રિય બંધુઓ હમોએ પરેલની પંચમહી હમારા જ્ઞાતી રિવાજો શુધારીઆ છે. તે નિયમપ્રમાણે આપ જોયો ને હમોએ

ઉપલું નામ ધારણ કીધું છે. જે હવેથી મેથાવત રજપુત જ્ઞાતી કહેવાસે. જે ભાઈઓને એ બાબદપર કાંઈ સલાહ લેવી હોય તેણે હયાંના પટેલ બાબુદાશ કેશવજી પર લખવાથી ઘટતી સલાહ મલશે. જે ભાઈઓની ખુશી આ ટોળામાં જુડવાની હોય, તેણે પટેલની સંમતિ લઈને ખુશીથી જોડાવું. તેમજ દેશાવરના કોઈ ભાઈને કોઈબી તરહનું કાર્ય કરવાની ઈચ્છા હોય તેણેબી હયાં આવીને સુખેથી કરી જવું. હમારી પંચ સુધારક કમીટી નિચે પ્રમાણે છે.

## પંચ સુધારક કમીટી.

પટેલ બાબુદાશ કેશવજી.

તથા

પંચના મુખ્ય સલાહકારો:—

પીતાંબરદાસ ભુલાભાઈ.
લાલદાશ ભગવાનદાશ.
નાથાભાઈ મીઠાદાશ.
બુધરદાશ નાનાભાઈ.
છીબાદાશ શામજી.
પીતાંબરદાસ વાલજીભાઈ.
હીરાદાશ બાબુદાશ.
મકનજી છીબાભાઈ.
પરશોતમદાસ મંગલદાસ.
ઝીણુંભાઈ કુંવરજી.

# મેયાવત રજપુત જ્ઞાતી ઉન્નતિ ફંડ.

પ્રિય બંધુઓ, આપ જાણો છો કે દરેક વસ્તુ મેળવવા તેમજ તેને સંપાદન કરવા કાંયને કાંય સાધનની જરૂર હોય છે. આ સદીમાં હાલ એવો નિયમ થઈ પડયો છે. કે જ્યાં જાવો ત્યાં પૈશાને પૈશાનોજ ઝુમાટો જોવામાં આવશે. આ સમય એવો આવ્યો છે, કે ધર્મના બદલે અધર્મ, પુન્યના બદલે પાપ, નેકીના બદલે બદી જોવામાં આવશે. જાહાં ધર્મનું નામ સાંભળ્યું કે પોતીયા ઢીલા થયા. હાં, સગા શોહરા, મિત્ર બીરાદર, નાટક ચેટક, મોજ મજાહ, મલી તો જોઈ લેવો પાંચના દશ ને દશના વીશ ખરચીયા, પણ ધર્મનું નામ શાંભલીઉ તો સર્વ મોઢું વલી ગયું. આવ્યા ગયાનો ખર્ચ, ઓઢવા પેરવાનો ખર્ચ, ખાવા પીવાનો ખર્ચ, વિગેરે આપણે રેહેલાઇથી ને ખુશીથી કરીશું, પણ ધર્મનું કાર્ય આવ્યું કે કોઢુ ફરીઉ! કેટલાકો તો વલી એમ પણ કહે છે કે, ધર્મ ધર્મ શાનો ને ધર્મ કીધાથી શું થાય એ તો બધા ખાવાના ઓતરા છે. નાહકના બે પાંચ રૂપીયા આપીએ તેના કરતા ખાઈ પીને મજાહ મારીએ તો હમારો જીવ ખુશી ખુશી થાય. શાબાશ ડાહ્યા ને ચતુર તો આનુજ નામ કેની! ભાઈ રે જરા લાંબી નજર તો ફેરવીને જો, પારશી, મુસલમાન, એહુદી, હીંદુઓ, વિગેર બીજી ન્યાતીને જુવો તો ખરા, એ લોકો કેટલો ધર્મને પુન્ય કરે છે. તેની એક પઈના તુલ્ય આપણુ થી બનેકે? પારશીઓ ધર્મ કરવામા કેટલા આગળ છે તેમ સોવથી કેટલા સુખી છે. મુસલમાનો દરમે હીશ્યો અલ્લાના નામપર આપે છે, તેથી જુવો કેટલા સુખી છે, જેમ જેવો ધર્મમા હિત સમજીને સહાયતા આપી છે, તેમ તેઓ

અમરનામ કરી ગયા છે. પણ આપણે તો ખાવા પીવાને મજાહ્ માણવામાંજ અમરનામ કાઢવાના. બંધુઓ ધર્મ એ શું ચીજ છે. એનો રહસ્ય આપણને કોઇએ શીખાડયોજ નથી. તેથીજ આપણને આગલ વધવામાં ને આપણી ચઢતી કરવામાં અનેક બાધ નડે છે. કુદરતનો કાયદો પણ એજ છે કે "ધર્મે જય ને પાપે ક્ષય" આપશો તો લેશો ને ખોદશો તો પડશો, એથીજ નશીબ, ભાગ્ય, ને કરમ, એવું નામ પણ પડ્યું છે. બંધુઓ આપણી ગ્નાતી માટે ધર્મ ફંડની ઘણી જરૂર છે. વાચનાર કાંઇ આ ધર્મમાં મદદ કરવાનું તમારેથી. બનશે કે! પૈશા વગર હમારેથી આગલ ડગલું તો ભરાતું નથી માટે દેશાવર તેમજ હયાંના ગ્નાતી બંધુઓને સવિનય પ્રાર્થના છે કે, જેના હાથમા આ પુસ્તક આવે, જેટલા વાચે, જેટલા સાંભલે, જેટલા જુવે તેવો દરેક જણે આ ફંડમાં ઓછામાં ઓછો એક એક રૂપીઓ ભરવો. ને વધુ આપશો તો વધુ પુન્યના ભાગી બનશો. આ લખાણથી તમોને કદાચ એવી શંકા થશે કે આ પુસ્તક આપીને હમારી પાશે રૂપીઆ કહાડવાની બાજી રચી છે. ના ના ભાઇ એમ સમજવું બેહુદુ છે. આ પુસ્તક તો મફત મળે છે ને તોબી ગ્નાતીના બંધુઓને શુભ માર્ગ પર લાવવાનો કાંઇ પ્રયત્ન કીધેલો જોશો ને પેહેલેથી છેલે સુધી એજ એનો તાત્પર્ય જણાશે. હમારો હેતુ તો ગ્નાતીની કોઇબી પ્રકારે સેવા કરીને શુભ માર્ગ પર લાવવી છે ત્યારે તમે કેમ નહીં. હમારા ભાગી બનો, હાલ આપરથી આપણે જોઇ સકીશું કે કેટલા બંધુઓ છાતી ઠોકી આ ધર્મના કામમાં આગલ પડે. હવે તમારી પ્રીતીને પ્રેમ આ કાર્યમા કેટલો છ તે જણાઇ આવશે ને તે પ્રશંગોપાત છપાવી પ્રસિદ્ધ પણ કરીશું. કે હમારી ન્યાતીમાં આટલા ધર્માત્મા વસે છે.

આ લખવાનો હેતુ એટલો છે કે સુરત, મુંબઈ, કરાચી, પુણા, અમદાબાદ, વરોદા, ભરૂચ વિગેરે દેશાવરોમા જ્યાં જ્યાં આપણા ભાઈઓ વસે, તેઓએ આ ફંડમાં એક એક રૂપીઓ ભરી આપવો હમોને હમારી ગ્નાતીનું હીત હયડે ધરનારા કેટલા છે તે જાણવું છે. જેની ટીપ વીગતવારે કોઈ પ્રસંગપર જાહેર કરીશું. આશા છે કે શું ગામડીઓ, કે શું સુરતી, કે શું ગુજરાતી, કે શું મુંબઇવાલો, કે શું પરેલવાલો એ સર્વ એક ઝાડના ફાંટા છે. માટે ભાઇઓ ગાઢ નિદ્રામાંથી ઉઠો ને આ પુન્યના કાર્યમાં તુરત મદદ કરો. ઇશ્વર એનો બદલો આપ્યા વગર રેહેશે નહી. તથાસ્તુ.

નિચલા શરનામે પત્ર વહેવાર કરવું.
લાલભાઇ ભગવાનદાસ
પંચના ખજાનચી
ઠે૦ પાદરીની ચાળ
પરેલ.

લી૦ ભવદીય કૃપાકાંક્ષી
મકનજી કુબેર પેન્ટર.

---

## કબીર પુસ્તકાલય.

આ ઉપરલી નામની લાઇબ્રેરી હમારી પંચે ખુલ્લી મુકી છે. તે એવા હેતુથી કે સર્વ મેયાવત રજપુત ભાઇઓ એનો ઉપયોગ કરી લીએ. આપ જાણો છો કે આ એક એવું સાધન છે કે જેનાથી લૌકીક અને પારલૌકીક ઉભયનું જ્ઞાન મળે એમાં સર્વ ધર્મોના તેમજ વહેવારૂ જ્ઞાન મેલવવાના પુસ્તકોની ઘણીજ જરૂર છે. હાલ એ પુસ્તકાલય પોતાની બાળ અવસ્થામાં છે માટે હમારી સર્વ ગ્નાતીલા બંધુઓને વિનંતી

છે કે આ લાઈબ્રેરીમાં પુસ્તકોની ભેટ કરવા બનતો પ્રયાસ લેશો તો આ પુસ્તકાલય ટુંક મુદતમાં પોતાના આપ બળપર ઉભો થશે, કેવા ઘણા ગૃહસ્થો છે કે જેની પાશે પ્રાચીન અને અર્વાચીન પુસ્તકોનો સંગ્રહ રહે છે ને જેનો ઉપયોગ યથાયોગ્ય થતો નથી. બંધુઓ આપણે આ જ્ઞાન ભંડાર મેળવવા કાંઈ નહી પ્રયત્ન કરીએ ને આપણા બંધુઓને લાભ આપીએ કે જેનેથી આપણ સર્વ ઉન્નતિના શીખરપર ચઢીએ. જે ભાઈઓએ આ લાઈબ્રેરીને પુસ્તકો અથવા બીજી કોઈ સહાયતા કરશે તેવા ભાઈઓના નામો રજીસ્ટર બુકમાં નોંધી જ્ઞાતીલા બંધુઓને વિદિત કરવામાં આવશે. એની વ્યવસ્થા કરવા નીચે લખેલા પાંચ ભાઈઓની કમીટી નેમી છે જેને કશીબી રીતની પુછપરછ કરવું હોય તો એ અધિકારીઓને લખવે જણાયે.

લાઈબ્રેરી મેનેજીંગ કમીટી.

પત્ર લખવાનું ઠેકાણું:—
કબીર પુસ્તકાલય
પાહરીની ચાલ
( મુંબઈ ) પરેલ.

ગણેશદાસ દાજીભાઈ.
હીરજીભાઈ રામજી.
બાલુભાઈ મંગલદાસ.
ભીંખાભાઈ કુંવરજી.
ભગવાનદાસ કેશવજી.

---

## આપણ તડા બાંધીને શું ભલુ થયું?

---

ભલુ તો કંઈજ નહી. પણ દીન પ્રતિ દીન બુંડુજ થતુ ચાલ્યું છે, જ્યાં જાવો ત્યા તડાજ દેખાશે. જુવો ગામમાં તડા, શોમમાં તડા, પરામાં તડા, મોહોલામાં તડા, મુંબઈમાં તડા ને પરેલમાં તડા. જ્યાં દશ બાર માણસો રહેતા હોય ત્યાબી

તડાજ જોઓ સુરતમાં એકબી મોહાલો વગર તડાનો જોવા-નોજ નથી. ત્યારે આ એક અજબ જેવો બનાવ છે કે તડા બાંધી ભાઇઓ શું કાંદ્દા કાઢતા હુશે ? અરે ભાઇઓ તડા બાંધી કોઇએ જ્ઞાતીનું ભલું કીધુ કે ? શું પોતાનું બી કાંઈ ભલું થયું કે? બેશક, તડા બાંધી આપણુ ને આપણી ન્યાતીનું ભલું થતું હોય તો તે બાંધવામાં કશી હુરકત નથી, તેમજ આગેવાની લેનારા ભાઇઓ પણુ પોતાનુ કલ્યાણુ કરતા હોય તો બેશક તડા બાંધો. આપણે તડા બાંધી બાંધીને થાકયા, પણુ તેમાનુ કશુએ વળીઉં નથી, ઉલટી જ્ઞાતીની તેમજ પોતાની મસકરી કરાવી મુકી છે. તડામાં ને તડામાં કંઈ એક બીચારા મુનીશીપાલના ખરચે ઉપડી ગયા છે. ત્યારે ભાઇઓ હુજી સુધી કાંઈ નહી આપણી એ આદ્દત મુકીને સર્વે એકત્ર થઇએ તડાથી આપણે કેટલા આગલ વદ્યા ? શું સુધારો ને વધારો કીધો ? શું જ્ઞાતીનુ ભલુ કરી પોતે ભલા થયા ? તે માનુ કાંઈજ દેખાતું નથી. વાચનાર. તમોને આમાનો કોઈ ફાયદો કોઇને પણ થયો હોય તો કહો. નારે ભાઇ ફાયદો બાયદો કાંઈ નહી પણ ઉલટા માનના જગ્યે અપમાન લઇ બેઠા છે. આપણી પાછલી સ્થિતિ તપાસતા ત્યાંબી એજ દેખાઈ છે કે લોકો ધડાધડ તડા બાંધીને જ્ઞાતીની દશા ધુલમાં નાખી છે. જયા સંપજ રહે નહી ત્યાં જપ કયારે થવાનો જયારે જપજ નથી ત્યારે આપણે શાંતિમાં કેમ રહી શકીશું તડા બાંધનારે શું શૂં સુધારો ને વધારો કીધો ઉલટી જ્ઞાતીને દુરદશામાં લાવીને પોતે પણુ ખાડામાંજ રહ્યાં. ભાઈ આ સર્વનું કારણુ શું હુશે ? તો તે એજ કે અવિદ્યા. અવિદ્યાવાળો શું નહી કરે તે તો જુવો. તેનુ મુખ્ય સથકતો પીઠાંખાનુ, ત્યા બેઠા તો પછી હાંક શીલેમાન ગાડી. તુરકી

તોપને ગરભ છાટના ગોળા છુટયાં હવાઇ કીલાઓ ગબડાવી પાડયા. વાચનાર સમજ્યો કે આ બધી આપ બડાઈ ને વડાઇ શાનેથી તો કેવળ અક્કલથીજ દુશમનાઈ રાખી માટે. એ દુશમનાઇ તોડવાને વિદ્યાદેવીની સંગત, શત્યસંગનો મેલો, ને ભલા માણુસની શહાયતાજ જોઇએ, ત્યારે આમા ભલુ શું અને ભુંડુ શું એ જણાઈ આવશે ત્યારેજ તડા બાંધ તા અટકશું. ભાઇઓ આ ભયંકર બદીને હજીબી તોડવાનો કાંઈ ઉપાય કરો, સર્વ સંપીલા બનો એક બીજાને સહાયતા કરો આપણામાં બદીનું બી રોપાયું છે. તેને કાઢી નાખો. આ ક્ષણભંગુર દુનીયામા શું લઇ જવાના છીએ. કાંઈ એવું કરો કે આપણા બાલબચ્ચાઓ પણ આપણા પગલે ચાલી સુખી થાઈ.

---

## આપણા બ્રામ્હણોની કીયા શાસ્ત્રનુસાર છે, કે ?

હાં, ભાઇ ઘણીજ. જેવા જજમાન તેવા ગોર કેમ નહી વારૂ ? ભાઇ આપણા બ્રહ્મણોની ક્રીયા એટલી શાસ્ત્રયુકત છે કે, મહારાજોના મંત્ર સાંભલી આપણા બાલેબાલ ઉભા થાઇ છે. જુવો એમણના ગાયત્રીમંત્ર. પેહલોજ એવો શબ્દ શંભળાવાનો કે "ચાલોરે મહારાજો ગાઇ ભણાવો" હવે ગાયને ભણાવો કે બલદને તેતો હરીબાવો જાણે. આપણે તો ઉઠયાને એક પૈ લીધી માહારાજ પાશે આવ્યા તો અષ્ટ પષ્ટં ગોલંમ પીંડયમ ભરડવા મંડયા. ચાલો સંચા કાઢો, એ સંચા મીલનાકે પરેલના કારખાનાના તે તો તેઓજ જાણે. આ ઉત્તરક્રિયાના મંત્રો વાચનાર તુ જાણે છે કે કીયા

શાસ્ત્રમાં છે તે તો તાડી માતા જાણે "ખાજે પીજે ને શરોવરની પારે બેશજે. તારા સગાવાહાલા ગાય ભણાવે તે લેખે કરી માનજે" વાહ! આ મંત્ર સાંભળતાજ વાચનાર તારી કલી કલી ખીલી જવાની, ત્યારે પુર્વજો કેમ નહી પ્રસન્ન થઇને સરોવરની પારે બેસે કે ડુબકી મારે તે તો જ્યારે ત્યા જશુ ત્યારેજ ખબર પડવાની. પણ સબર, આપણો પંડયાજીબી બતાવશે તે કયારે તો એ પંડાજી પેહેલા તાડીમાતાના સરોવરના કીનારે બેશે ત્યારેજ. હવે ભાઈ જરા લગ્નના મંત્ર સાંભળવા છે કે? ત્યાં પણ હાથમાં તો ચોપડો પણ મુખાગ્રહ થઈલા મંત્રો ગોલંમ પીંડમ કરીને "ખેડ, ખેડ, ખેડ," "ઢચ, ઢચ, ઢચ," લાવો માહારાજ રૂ. ૨॥) થયા. વાહ! ભાઇ આ મંત્રોએ તો કમાલ કીધું. આપણને ભવસાગરમાંથી તરવાને ને પુર્વજોને વૈકુંઠ મોકલવાને આ મંત્રોની ઘણી જરૂર છે. વાચનાર, જો તારી પાશે નહી હોય તો તુરત આપણા મહારાજ પાશે લઇને શીખી લે કે વૈકુંઠ તો નહી પણ નરકકુંડ તો જરૂર મળે એમા નવાઇ શીં છે. વાહ! વાહ! મારા બ્રમ્હદેવો "હમે તેવા હમારા દેવો" એમા તમારી ચુક નથી. ચુક હમારી કે હમે તપાશીવું નહી. આ મારા બોલવાથી તમોને ઘુશો લાગવાનો ને ફફડવાના તો ખરા પણ જરા ધીરજથી વિચારો કે જજમાંન ડુબ્યા તો માહારાજ કયાં તરવાના છે. તમો તો બધાને તારવાજ બેઠેલા છો ને બધાની સેવા પણ કરાવો છો. "ચંદ્રને પગે લાગ, સુર્યને પગે લાગ, ધરતીને પગે લાગ ને તાપી માતા નહી તો તાડી માતાને પગે લાગ" બધાને પગે તો લગાડો છો પણ આવી મેહનત માટે તમારી કદર કોઇ બુજતું નથી, એ કોને કહીએ વારૂ!! હવે વધુ ન

લખતા એટલુંજ કહુ છું કે, હે બ્રહ્મદેવો સમય હવે વિચિત્ર આવ્યો છે. કુંભકરણની નિદ્રા લેવાનો વખત નથી, તેથી ઉઠો જાગ્રત થાવો આસપાસ જુવો ને પોતાનું અવશ્ય કર્તવ્યકર્મ શોધો. ગાયત્રી મંત્ર, ઉત્તરક્રિયા, લગ્નક્રિયા વિગેરે ઉચ વર્ણો કેમ કરે છે, તેની પણ પુસ્તકો છપાઈ બાહાર પડી છે. તમે વાચી લખી તો જાણો છો ને હાલ તેટલું બસ પણ છે. વધુ વાંચવાનો અભ્યાસ કીધો તો વધુ આગળ વધશો. આ લખાણ દ્વેશભાવથી અથવા તમોને માઠુ લગાડવાનો મારો બીલકુલ હેતુ નથી. ફક્ત તમે સુધરીને આગલ વધ્યા કે તમારી પાછલ પાછલ હમે પણ ચાલવાના. હવે જુવો કે ઉત્તરક્રિયામાં ઢાચકા, દોરીયા, ને ચુંડાવોનો ખપતો તમોએ વધાર્યો તે શા માટે હશે? હીંદુઓ એવી ક્રિયા તો કરતાજ નથી ત્યારે એનો કાંઇ રહસ્ય અને સબબ બતાવશો? કદાચ એવું કહેશો કે બાપ દાદા કરતા આવ્યા તેમ હમે કરીએ, તો સાંભળો, તમે જગતગુરૂ કહેવાડવાનો દાવો કરો છો ને વલી સૃષ્ટિ ઉત્પન્ન પણ કરનાર તમેજ કહેવાડો છો ત્યારે તમેજ કાંઇ નહી કહી શકો? તેથીજ બીજી જ્ઞાતીઓ તમોને હશી મસકરી કરીને ગારૂડા કહે છે તેની નવાઈ શી છે. માટે હવે વિલંબ કરવામાં માલ નથી. જે જે કાઇ તમારામાં ખામી તે શોધો ને તેને જડ મુલથી ઉખેડી કાઢો ને તમારા બચ્ચાઓ ને કેળવણીના મીઠા ફળ ચખાડો ને શુધ આચરણ શુધ ભક્ષ ને શુધ રેહેણી પર ચાલવાનો યત્ન કરો ત્યારેજ આપણું સુર્વનું શ્રેય થશે એ નિશ્ચય માનો.

# મેયાવત રજપુત જ્ઞાતીના કાયદાઓ.

## પંચનો ઠરાવ.

આજ દિવશે પરેલના મંદીરમાં મુંબઈ તેમજ પરેલની પંચ ભેગી મળી હુતી. પ્રયોજન એ કે આપણી જ્ઞાતીમાં જે અશુદ્ધ રિતીઓ પ્રચલીત છે, તેપર વિચાર કરવા. પંચે એ વિષે પુર્ણ વિચાર કરી જ્ઞાતીમાં જે સુધારાની આવશ્યકતા છે. તે નિચલા કાયદા બાંધી સર્વને દરશાવ્યા છે, ને તે પ્રમાણે ચાલવા ફરવાવ્યુ છે. હુમો નિચે સહી કરનારા પ્રતિજ્ઞાપુર્વક કબુલ છઇએ કે નીચળા લિખિત કાયદા હુમે સત્ય ધર્મ બાપદાદાના કોલથી પાળવા બંધાએ છએ, એમા કશી રિતનો હીલો હરકત કરીએ નહી. યદિ હુમે એ કાયદાથી ફરીએ તો હુમારા બાપદાદાના કોલથી ફરીએ સહી તેમજ પંચના ગુનેગાર પણ ઠરીશું. હુમે હુમારી સહી આજ રોજે રાજી ખુશીથી કીધી છે. તે હુમોને તથા હુમારા વરવારશોને કબુલ મંજુર છે.

## કલમ ૧. કંકોત્રી લેવા વિષે.

જે દિવશે કંકોત્રી લેવી હોય તે દિવશે બન્ને પક્ષોના ગૃહસ્થો તથા સ્ત્રીઓ સાથે મળી બ્રાહ્મણને ત્યાં જઇ ને લઈ આવવી. કંકોત્રી એક બીજા ને આપી ત્યાંથીજ છુટા પડી ઘરે જવું. એ દિવશે કશીબી રીતનું વ્યસન કરવો યા કરાવવો નહી. એ કાયદા તોડનારને વશીયત રૂ. ૨૫ા. ) કરવામાં આવસે.

## કલમ ૨. આદરણી વિષે.

આદરણી કરનાર બન્ને પક્ષોએ દિવસ મુકરર કરી મંદિરમાં બેશવું. પણ જો મંદિર જાહાં નહી હોય તો કોઇ મિત્ર અથવા સંબંધીની કોટડી એક દિવસ માટે લેવી. જે જગ્યામા બન્ને તરફના મલીને બ્રાહ્મણ સાથે તેમજ પટેલને રાખી પાનગોળ ખાવું ને વિધીપ્રમાણે પશતાર બ્રાહ્મણ પાડશે. સાથે આવેલા માણુસે તેમજ સગા સંબંધીઓને પાંચ પાંચ બતાશા આપવા, બાદ હલી મલી ભેટીને પોત પોતાના ઘરે જવુ. કશીબી રીતનો વ્યસન કોઈબી પક્ષે એક બીજાને કરાવવો યા કરવો નહી. આ કાયદો તોડનારને રૂ. ૫૧ ) વશીયત થશે.

## કલમ ૩. ગણેશ પાટ વિષે.

ગણેશ પાટ બેશે તે દિવશે બ્રાહ્મણ આવી ગણેશની મુરતી બનાવી ઘટતી ક્રીયા કરશે સ્ત્રીઓએ ગીત ગાઈ ગણેશને વધાવી પોત પોતાના ઘરે જતી વેલા પાંચ પાંચ બતાશા આપવા. વ્યસન જેવું કસુએ વાપરવું નહી. આ કાયદો તોડનાર ને રૂ. ૧૦, ) વશીયત થશે.

## કલમ ૪. લગન પ્રસંગપર ગીતગાવા વિષે.

લગનની કંકોત્રી લીધાબાદ ગીત ગાવા સ્ત્રીઓ આવે ત્યારે તેઓ પાશે ગીતગવાડી જતી વેલા શાકરીઆ ચણા અથવા

બતાશાં આપવા. આમ દરેક વેલા ગીત ગાવા આવે ત્યારે કરવુ આ કાયદો તોડનાર ને રૂ. ૧૦।) વશીયત થશે.

---

## કલમ ૫. માંડવના દિવશે મોશાળીઆ આવે તે વિષે.

---

લગન કરનાર બન્ને પક્ષોએ મોશાળીયાં આવે ત્યારે મલી ભેટી લીધા બાદ, સારી જગ્યામા બેસાડી બીડી તમાંકુ પાન શોપારી આપવું. જો બને તો ચાઇ પાણી કરવી તે મરજીપર આધાર છે. પણ ઘરમાં તેમજ બહાર કશીબી રીતનો વ્યસન કરવો યા કરાવવો નહી. આ કાયદો તોડ-નારને રૂ. ૨૫) વશીયત થશે.

---

## કલમ ૬. મોશાળુ લઇ જનાર વિષે.

---

મોશાળુ લેઇ જનારે જ્ઞાતીના ગૃહસ્થો તેમજ સ્ત્રીઓને આમંત્રણ આપી પોતાને ત્યાં બોલવવા. જયારે સર્વ એકત્ર થાય બાદ પાન, શોપારી, બીડી, તમાંકુ આપવો. માંડવે જતી વેલા સ્ત્રીઓએ રશીલા ગીત ગાતા જવું. રસ્તાપર અથવા કોઇ પણ જગ્યા વ્યસન કરવુ નહી. આ કાયદો તોડનારને રૂ. ૨૫) વશીયત થશે.

---

## કલમ ૭. ભારીયા વિષે.

---

ભારીયા લેઈ જનારે પોતાના ઇષ્ટ મિત્રો સગા સંબંધીઓને તેમજ જ્ઞાતીલાઓને તેડુ કરવુ. બાદ સર્વ સાથે મલી

નીયમસર કન્યાના માંડવે હાજર થવું. રસ્તાપર, વાડી, ઘરે યા હરકોઈ જગ્યામા વ્યસન કરવો યા કરાવવો નહીં. આ કાયદો તોડનારને રૂ. ૩૫) વશીયત થશે.

---

## કલમ ૮. ખીચડી ખવાડવા વિષે.

---

પંચેઆ વિષે પુર્ણ વિચાર કરી હેવો ઠરાવ કીધો છે કે વર તરફથી જેટલી બાઇઓ એ ઉમેળ બાંધી હોય તેટલી, તથા વરના મા-બાપ, મામો મામી, તેમજ જાનનીઓ, અઢવણુ વરરાજો એટલાનેજ ઘરધણી સવારના નવ ને દશની અંદર ચા પાણીને એક જાતનું શાક ને રોટલી કરી નાશતો કરાવવો. વર તરફ લાગતાવલગતાઓ કોઇને પણ બોલાવવા નહીં એવિષે વરના બાપે અથવા વડીલે કાલજી રાખવી, નહીં તો જોખમદાર ઠરશે. ઉપલા માણુસોમાંથી જેની ઇચ્છા નાસતો કરવાની નહી હોય તેની મરજી, પણ વર તથા અઢવણુને જરૂર નાસતો કરવાવો. ઉપર કહુયાં મુજબ એ દિવસે કોઈએ પણુ કશી રીતનો વ્યસન કરવો તેમજ કરાવવો નહીં. આ કાયદો તોડનારને રૂ. ૫૧) વશીયત કરવામાં આવશે.

---

## કલમ ૯. ખીચડી બાદ જાનને પ ઠાંમાં લઈ જવુ નહીં એ વિષે.

---

આજ રોજે પંચે એ રીવાજ તદન કાઢી નાખ્યો છે. માટે કોઈએ આ કાર્ય કરવું નહી. જો કરશે તો રૂ. ૨૫) વશીયતના આપવા પડશે.

---

## કલમ ૧૦ મોશાળીયાને વળાવવા વિષે.

મોશાળીઆં ને વળાવવાનાં દિવસે વર તથા કન્યા તરફનાઓએ પોતપોતાનાં સગા સંબંધીઓને ડાલભાત યા કાંઈ મીષ્ટ ભોજન કરાવી પાન સુપારી બીડી તમાકુ આપી વિદાય કરવું. કાંઈ પણ રીતનું વ્યશન ઘરમાં યા બાહાર કરવું યા કરાવવું નહી. આ કાયદો તોડનારને રૂ. ૨૫ ) વશીયત થશે.

## કલમ ૧૧. દહોયા ખાવા છોકરાને બોલાવવા વિષે.

છોકરાને તેડવા એકજ માણશ મોકલવો તેમજ લઇ જતી વેળાએ પણ એકજ માણશ આવે. વધુ માણુસ લેઇ જનારને રૂ. ૫ા ) વશીયત થશે.

## કલમ ૧૨. નીચલી બાબદોપર કશીબી રીતનો વ્યશન કરવો નહી.

૧—આણા વાળવા જતી વખતે.
૨—આણાના દિવશે કન્યાને ત્યાં.
૩—બચ્ચાના નામરાશ પુછાવા જાય ત્યારે.
૪—આણાના રૂપીઆ આપે તે દિવશે
૫—બઈરા બેશવા જાઈ ત્યારે.
૬—મયતપર બઈરા લઈ જાઈ ત્યારે.

૭—બઇરા કોટ કરવા જાઇ ત્યારે.
૮—ભાતી ખવાડતી વેલા.
૯—છોકરા છોકરીને હોલી દીવાલીએ તેડવા આવે ત્યારે.
૧૦—માંડવ બાંધે તે દિવસે.
૧૧—જાત જમાતે જવુ હોય ત્યારે.
૧૨—કોઈ પણ જાતનું જ્ઞાતી રીવાજનું કાર્ય હોય ત્યારે આ હરેક કાયદો તોડનારને રૂ. ૧૦॥) વશીયત થશે.

---

## કલમ ૧૩. શનાન કરવાનું પંચે બંધ કીધું છે.

કોઇ પણ ગૃહુસ્થ અથવા બાઈને સ્નાન શુતક કરવુ પડે તો તેણે પોતાના સગા વાહાલાને બોલાવી સ્નાન કરીને ઘરે વિદાય કરી દેવું. જોઇએ તો સાથે બેસી જમવું પણ બ્યસન બીલકુલ કરવું નહીં. આ કાયદો તોડનારને રૂ. ૧૦॥) વશીયત થશે.

---

## કલમ ૧૪. વરતરફથી કન્યાને આપવા વિષે.

| | |
|---|---|
| કન્યાને સુનાની આશલી તોલા ૧) ની ... | રૂ. ૨૩) |
| મગ્ગળસુત સુનાનું તોલો ।=) ( પાનુ ) ... | રૂ. ૬) |
| વેરીઉને વીટલો ... ... ... | રૂ. ૧) |
| પગની જોડી ... ... ... ... | રૂ. ॥।=) |
| સાડી રૂ. ૬) થી તે રૂ. ૧૨) સુધીની... ... | રૂ. ૧૨) |
| | રૂ. ૪૨॥। |

---

## કલમ ૧૫. કન્યા તરફથી વરને આપવા વિષે.

| | |
|---|---|
| રેશમનો ડગલો શીંવાણુ સુધા. ... | ... રૂ. ૧૦) |
| વાસણુ પાંચ તેમા આંઢો, ઘડો, લોટો, વાટકો ને થાલી મલી. ... ... ... | ... રૂ. ૧૦) |
| વોંટી સુનાની આશરે તોલા ૦।।। ... | ... રૂ. ૧૮।।) |
| બે કાપડાને એક થેપાડુ એથી વધુનહી ... | ૨।।) |
| | રૂ. ૪૧।. |

આ બને કલમમાંથી (૧૪ ને ૧૫) ઓછું કરવા માંગે તેની મરજી પણ એ બને કલમોથી વધુ કાંઇ પણ આપવું યા લેવું નહીં. એવી પંચે સક્ત તાકીદ કીધી છે. આ ઉપલી બને કલમો તોડનારને હરેક કલમ દીઠ રૂ. ૫૧) વશીયત થશે.

## કલમ ૧૬. દહીયા ખાવા વર આવે ત્યારે આપવા

દહીયા ખાવા વર આવે ત્યારે તેને રૂ. ૧।) નો રેશમને રૂમાલ તથા રૂ. ૧) રોકડો હાતમાં આપવો. વધુ આપનારને રૂ. ૨૫) વશીયત થસે.

## કલમ ૧૭. નાતરાની બેઠક વિષે.

કલમ બીજી પમાણે બેઠક કરવુ ને ત્યાંજ કાપડાનો રૂપીઓ તેજ દિવસે આપવો. વશીયત એજ કલમ પ્રમાણે.

## કલમ ૧૮. નાતરૂં કરનાર ભાઇએ શું શું આપવું તે વિષે.

નાતરૂં કરનાર ભાઈએ પ્રથમ બ્રાહ્મણ યા પોતાના સંબંધી માંથી જે બાઇ શાથે નાતરૂં કરવા માગે તેના સગા સોદરાથી રાજી ખુશીની મરજી પુછાવવીને ખાતરી કરી લેવી. જયારે નાતરૂં નક્કી થયું તો પટેલ તથા બ્રાહ્મણ ને તેમજ કોઇ સારા પાંચ ભાઈઓને લઈને મંદીરમાં જવું એ વિષે આદર ણીનીજે કલમમા જણાવેલુ છે તે પ્રમાણે વર્તવું. નાતરૂં કર નાર ભાઇએ પાચ જનસ આ પ્રમાણે આપવી—૧ ઝાંઝરા ૨. કંઢી ૩. દોઢ્ઢા ૪. વીટલા. ૫ કાટો. આ પાંચ જનસ આપવી પણ આ પાંચના બદલામાં બીજી કોઇ પણ પાંચ જાતની બન્ને પક્ષોની રાજી ખુશીથી આપે તો પંચની કશી હરકત નથી. પણ પાંચ થી વધુ આપવું નહી. હવે નાતરૂ કરનારે રોકડા રૂ. ૨૫ ) આપવા તેમાંથી—

| | |
|---|---|
| પંચ સુધારા ફંડમાં. ... ... ... | રૂ. ૫) |
| મંદીરમાં. ... ... ... ... | રૂ. ૧) |
| પટેલનો. ... ... ... ... | રૂ. ૧) |
| | રૂ. ૭-) |

આ રૂપીયા. ૭ ) બાદ કરીને બાકીના રૂ. ૧૭ાા) રહે તે ઘર ધણીને આપવા જો ઘર ધણી આ રૂપીયા લેવા રાજી નહીં. હોય તો તેની મરજી. પણ ઉપલા રૂ. ૭) તો જરૂર આપવા, આ કાયદો તોડનાર ને રૂ. ૫૧) વશીયત થશે.

## કલમ ૧૯. નાતરૂં કરનાર ભાઈ વિષે.

નાતરૂં કરનારે જે દિવશે નાતરૂં કરવા જાય ત્યારે સગા સોદરા મિત્રો વિગેરેને બોલાવીને પોતાના ઘેર બેસાડી, પાન સુપારી, બીડી તમાકુ, આપી જો બને તો કલગી ફુલ આપી સાથે લઇ જવું. ઘરમાં યા બાહાર કશીબી રીતે બ્યસન કરવું નહી. એ કાયદો તોડનારને રૂ. ૫૧) વશીયત થશે.

## કલમ ૨૦. નાતરૂં કરનાર બાઈ વિષે.

નાતરૂં કરનાર બાઇના સગા સંબંધીઓએ નાતરાના દિવશે શાંભા વાલાઓ આવે ત્યારે પાનસુપારી, બીડી તમાકુ, ને જો બને તો ચાઈ પાણી આપવો. વર તથા અઢવણુ એ બેજ જણાઓને ઘરમાં બોલાવી ડાલ ભાત તથા કાંઈ મીઠું ભોજન કરાવવો, પણ કશી રિતનો બ્યસન કરવો યા કરાવવો નહીં. આ કાયદો તોડનારને રૂ. ૫૧) વશીયત થશે.

## કલમ ૨૧. બઅરાઓને પીઠાંમાં ન જવાવિષે.

પંચે આજ રોજે આ બાબદ પર ખુબ વિચાર કરી એવો ઠેરાવ કીધોછે કે આપણી જ્ઞાતીની કોઈ પણ બાઈઓ ( યુવા અથવા વૃધ ) પીઠાંમાં બેશી અથવા જાહેર રસ્તા પર બેશી કશી પણ રીતનો બ્યસન કરવો નહીં. એ વિષે શકત હોકમ કીધો છે કે જે બાઈ કોઇ પણ રીતના પીઠાંમાં પકડાશે, તેને રૂ. ૫૧) વશીયત કરવામાં આવશે. અને પકડીને સાબુત કરનારને રૂપીઆ પાંચ ઈનામના પંચ આપશે.

## કલમ ૨૨. મૃત્યુના દિવશે વ્યસન નહીં કરવાવિષે.

મૃત્યુને ભુમીદા યા અગ્ની સંસ્કાર કીધાબાદ, સ્નાન હાથ મોડું ધોયા પછી, ધર્મશાલામાંજ બેસી બ્રાહ્મણે યથા વિધિ ક્રિયા કરવી. બાદ બીડી તમાકુ કરીને ઉઠી જવું ત્યા કશીબી રીતનું વ્યસન કરવું નહી. આ કાયદો તોડનારને રૂ. ૫૧) વશીયત થશે.

**નોટઃ**—હાલ તુરત તો પંચે આટલા કાયદા પશાર કીધા છે. જેમ જેમ અનુકુલ પડતુ જશે તેમ તેમ એમા વધ ઘટ કરવામા આવશે. જેને સીર જ્ઞાતી ઉન્નતિનો ભાર છે તેઓને ધર્મ છે કે ચાલતા રિવાજોનુ તે હમેશા મનન કરે અને જરૂર જણાઇ તો તેમા યોગ્ય ફેરફાર પણ કરે જેમ સારી શુગંધી વાડીમાથી ચિંમડાયલા ફુલો ચુંટી કાડવા વગર કે નકામા રોપા કાઢી નાખ્યા વગર કે નિત્ય પાણી સિચ્યા વગર ભયાનક વન બની જાઇ છે. તેમ જ્ઞાતી રિવાજમા પણ વખતો વખત ફેરફાર ન કરવામાં આવે તો લાભને બદલે હાની થાઈ છે. તથાસ્તુ.



## આપણી જ્ઞાતીના બંધુઓએ આ નિચલા ૧૦ નીયમ અવશ્ય ગ્રહણ કરવા જોઇએ.



૧ જ્ઞાતી ઉન્નતિમાં તન મન ને ધનથી યથાશક્તિ સહાયતા આપીશ.

૨ જ્ઞાતી સેવા એજ મારા જીવનનો પ્રધાન ઉદ્દેશ માનીશ.

૩ જ્ઞાતી ભલાને મારૂં ભલુ ગણીશ.

૪ નિરાધાર જ્ઞાતીબંધુને બનતી સહાયતા આપીસ.

૫ જ્ઞાતિ હીતનો કોઇ વિષય ગ્રહણ કરી તેપર મચ્યો રહીશ.

૬ જ્ઞાતીબંધુઓનો ઉત્તમ મિત્ર થઇને રહીશ.

૭ સુધં આચાર ને સત્ય વિચાર એ બે મારા પ્રધાન અંગ ગણીશ.

૮ સત્ય સંગમાં અને અસત્ય ત્યાગમાં સદા ઉદત રહીશ.

૯ ખોટા વહેમોને હાનીકારક રીવાજથી સદા દુર રહીશ.

૧૦ સર્વ સાથે ભ્રાતૃભાવ અને સ્નેહીથી વર્તન કરીશ.



કરનારને,

# અન્તિમ નિવેદન.

પ્રિય બન્ધુઓ આ પુસ્તક અથથી તે ઇતિ સુધી
આપને મારા લખવાનો ઉદ્દેશ જણાઈ આવશે. કોઈ
શમાં મારેથી કદાચ કટાક્ષ શબ્દ યા આક્ષેપ થયો
તેની દરગુજર કરશો. મારો હેતુ કોઈને અપ્રસંન
અલ્પ મતિ પ્રમાણે જે કાંઈ ખામી આપણામાં
તે પર પુર્ણ વિચાર કરી તેને સુધારવાનો યત્ન
રવો ઉચિત છે. જ્યાં સુધી એ ખામી જાણીને
સુધારીશું નહી, ત્યાં સુધી આગલ વધવું અતિ દુરઘટ છે.
જે પુસ્તક વાચ્યાથી આપને વિદિત થશે. આ પુસ્તક લખ-
વામાં ઘણી ત્વરા થઈ છે. રાતના બએ કલાક બેશી અઠવાડી
યાની અંદર પુરૂં કરીને છાપવા નાખ્યું. ત્યાં પણ સમય
પુરતો ન મળવાથી કાંઈ ભુલ ચુક થઈ હશે તો સુજ્ઞ પુરૂષ
શુદ્ધ કરી વાંચિ લેવું. પ્રયોજન એ હતો કે આપણી જ્ઞાતીના
કાયદાની જ્યાં ત્યાં માગણીથી આવેશમાં જેમ ફાવ્યું તેમ
લખી કાઢયું છે. આ પુસ્તકની બે હજાર પ્રતો મેં કાઢી છે
ને તેનો કુલ ખરચ મેં મારો પોતાનો આપીને જ્ઞાતી ઉન્નતિ
ફંડને એ પુસ્તકો ભેટ આપ્યા છે. તે એવા ઉદ્દેશથી કે જ્ઞાતી
ઉન્નતિના કાર્યમાં વાપરવું તેથી ફરીને એકવાર યાદ આપુ
છું કે, આ જ્ઞાતી ઉન્નતી ફંડમાં અહીના [illegible] દેશાવરના
સર્વે ભાઈઓએ સહાયતા આપવી. એ ફંડનો ઉપયોગ
આપણી જ્ઞાતીના સુધારાર્થે કરવામાં આવશે ને આજ પ્રમાણે
છાપીને સર્વ ભાઈઓની સેવામાં મોકલવામાં આવશે. જે પર
સર્વએ વિચાર કરી કઠણ રિવાજોનો ત્યાગ કરી સારી રિતી
ઓનો અંગીકાર કરવો. જગદિશ્વર [illegible] [illegible] પાસે પ્રાર્થના
કરૂં છું કે હે દીન દયાળ પ્રભુ [illegible] આ પતિત થયેલી જ્ઞાતીને
ઉચ્ચ દશામાં લાવી તારી કૃપાના કૃપાપાત્ર કરો. તથાસ્તુ

લખીતં, મોહનજી [illegible]

# પુસ્તક મળવાનું ઠેકાણું.

૨ પુસ્તકાલય ઠો૦ બી. બી. રેલવાઈના ખાનાની સામે પાંદરીની ચાલી—પરેલ.

મહંત શ્રી જીવણદાસજી અમીદાસજી લાલ દર.. પાસે રામપુરા—સુરત.

મહંત શ્રી મોહનદાસજી માનદાસજી ઠો૦ ઘી કાંટા પાસે વીષ્ણુ મંદીરમાં—અમદાબાદ.

રા રા. ગણેશ રૂપા ઠો૦ ધર્મ પ્રકાશ મંડળીના મંદીરમાં—[illegible]પ કરાચી.

